સુધરેલી રૂઢી મુજબ

# વેતરવા તથા સીવવાની કળા.



પ્રગટ કર્તા:

શીરીનબાઈ ફરામજી પાટક.







કીમત:



મુંબઇ.



૧૯૧૮.

પ્રગટ કર્ત્તાઃ—શીરીનબાઇ ફરામજી પાઠક.
ઠેકાણુંઃ—બહેરામજી જીજીભાઇ રોડ, વાંદરા.

ધી ફોર્ટ પ્રિન્ટીંગ પ્રેસમાં, હોશંગ તેહમુરસ અંકલેસરીઆએ છાપ્યું છે
ઠેકાણું—નંબર ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ—મુંબાઇ.

# સાંકળીઉં.



# દિબાચો.



છોકરીઓને પોતાનાં તેમજ બાળકોનાં કપડાં હાથે વેતરવા તથા સીવવા શીખવાનું ઘણુંજ અગત્યનું છે. એ જાતની કેળવણી નાનપણથીજ સ્કુલોમાં મળવી જોઇએ. તેવી કેળવણી જો ત્યાં ન અપાતી હોય તો દરેક માતાની ફરજ છે કે બાલકોને તે ઘરમાં આપવી. "સીવવા ભરવામાં શું શીખવાનું છે એ તો છોકરીઓ મોટી થઈ શીખ્યા કરશે" એ વીચાર ઘણો ભુલભર્યો છે. એવા વીચાર ધરાવનારાઓને બીલકુલ ખબર નથી કે કેટલીક શીખેલી-ભણેલી છોકરીઓ પણ એવી બાબતમાં કેટલી અણઘડ હોય છે. ઘણીજ થોડી છોકરીઓં મોટપણે એટલે નીશાળ છોડયા પછી નવું કામ શીખી શકે છે. પહેલાં તો તેઓને તે શીખવાની ઉલટ અને શોખ થતો નથી, ઘણી વેળા શીખવાની મરજી છતાં જોઇએ એટલો વખત તેપર રોકવાને ફાજલ પાડી શકાતો નથી. બીજું જે ચપલતા અને સફાઇથી નાની ઉમરે કેળવાયલી છોકરીનાં આંગલાં ચાલી શકે છે તે મોટી ઉમરે શીખતી છોકરી ચલાવી શકતી નથી. બલકે સારૂં નરસું, મેલું સફાઇદાર, વાંકું સુકું, ઢીલું તંગ, જાડું પાંટલું, એ સઘલું જોવાની શકતી તેઓમાં ઘણી ઓછી હોય છે. કોઈ કોઇમાં તો બીલકુલ હોતીજ નથી.

દરેક છોકરીને આંગને બંધ બેસ્તો, શોભા આપે એવો (ભપકાદાર નહી), સફાઇદાર અને ટેસ્ટથી પોશાક પહેરવા શીખવું અવશ્યનું છે. તે માટેની કેળવણી નાનપણથી અપાવી જોઇએ. તેનો શોખ જેઓમાં નહી હોય તે ઉતપન્ન કરવો જોઇએ. એકની ચાર ગણી કીમત ખરચી કપડાં સીવાડવાં એ તો સૌ કોઈ કરી શકે, પણ કરકસરે શોભાયમાન પોશાક તો જેઓ તે માટેની સમજણ ધરાવે તેઓજ બનાવી શકે. વલી એવું જ્ઞાન ધરાવનાર બાઇઓ થોડે ખરચે તેઓનાં ઘરબાર સુઘડ, સફાઇદાર અને સુંદર બનાવી શકે છે. વખત અને તંદરોસ્તીને અનુસરતા સાદા પણ સુંદર અને

સ્વચ્છ પોતાના તેમજ બાળકોના પોશાકો બનાવી શકે છે અને તે બનાવવામાં મજાહ મેલવે છે. તેઓ દરજીઓને હાથે કદી ઠગાતાં નથી.

તમારી આસપાસની સર્વે ચીજો શોભાયમાન બનાવી શકાય. તે માટે સીવવા-ભરવાનું, ગુંથવાનું વગેરે શીખવાનાં અંગ્રેજી ચોપાન્યાં તથા ચોપડીઓ આજે સસ્તી કીમતે એટલાં તો મલી શકે છે કે જો છોકરીઓ ફુરસદની વેલાએ તેનો ઉપયોગ કરવાનો શોખ ધરાવે તો ખચીતજ તેઓએ વખતનો ગેરઉપયોગ કીધેલો કહેવાશે નહી. ઘણુંઓ તેમાંથી કમાણીનાં સાધન મેલવી શકશે. કમનસીબે એવી ચોપડીઓની ગુજરાતીમાં ખુટ હોવાથી તે થોડેક દરજ્જે પુરી પાડવાની આ ચોપડીમાં કોશેશ કરવામાં આવી છે જે આશા છે જે ઉપયોગી થઈ પડશે.

આટલું જણાવી હવે આ પુસ્તકમાં સમાવેલી બાબતપર આપણે આવશું.



# પ્રકરણ ૧ લું.

આ ચોપડીમાં કેટલાક અગત્યનાં અને ચાલુ વપરાસમાં આવતાં બાંય્યો તેમજ બાળકોનાં પોશાકો વેતરવા તથા સીવવાની વીગતે સમજણ આપી છે. પોશાકો વેતરવાની એક સાદી અને સહેલી રીત કાગજની ઘડી વાલી કાપોં કાઢવાની છે. આ માટે શરીરનાં અગતજોગાં થોડાંજ માપ લેવાની જરૂર પડે છે. તે માપ મુજબ કાગજ કાપી તેની ઘડી વાલવાથી ચોકઠાં જેવા આકાર પડે છે. તે ચોકઠાંનાં અડસટા પ્રમાણે કાપની આકૃતી પાડવાથી બીજાં નાનાં ભાગોનું માપ શરીરનાં કદ અને પ્રમાણુ મુજબ પોતાની મેળેજ આવે છે. આવી રીતે કહાડેલા કાપ શરીરપર બંધ બેસે છે. એ રીત ધ્યાન અને ધીરજ ધરી વાંચવાથી કોઇપણ સાધારણ સમજ ધરાવનાર બાનુ પોતાનાં તેમજ બાળકોનાં કપડાં ફકત શરીરનાં માપપરથી કાંઇપણ નમુના વગર બંધબેસ્તાં અને શોભઇતાં વેતરી તથા સીવી શકે.

વળી એ રૂઢીનો એક ફાયદો એ છે કે જે બાઇઓ જુદાં જુદાં માપોનાં પ્રમાણુ મુજબ ગણુત્રી યા હીસાબ કરવાની સમજ ઓછી ધરાવતાં હોય તેઓ કાંઇપણ ગુચવાડા વગર સહેલાઇથી સમજી શકે છે.

બીજું એ કે એથી ચોકસ માપ રાખવાની તથા આંગલાંઓને ચપલાઇથી તેમજ સફાઇથી કામ કરવાની ટેવ પડે છે.

વળી એમાં ઇંચનું માપ ઘડી ઘડી લેવું પડતું નથી. ચોકઠાંઓપર દોરેલી આકૃતી જલદીથી ધ્યાનમાં રહી જાય છે.

સૌથી મોટો ફાયદો એ થાય છે કે એક કાપપરથી બીજો વધુ મોટો યા નાનો કાપ કાહડવો હોય છે તો તે માટે જુદી ગણુત્રી યા હીસાબ કરવાની કશી જરૂર પડતી નથી. ફકત જોઇએ એટલી કાગજની લંબાઇ યા પોહળાઇ રાખવી, પછી તેની ઘડી વાલી તે પર એકજ રીતે કાપની આકૃતી દોરી જવી એટલે આપણુને જોઇએ

એવા નાનાં યા મોટા કાપ મળી શકશે, ફક્ત કાગજનાં માપથીજ અંદરના દરેક નાનાં ભાગો જેવાં કે ખભાં, ગલું, બગલનાં કાપ એ સર્વેનું માપ પોતાની મેલેજ પ્રમાણુ મુજબ નીકળશે. તે દોરવા માટે કાંઇપણ વિચાર કરવાની યા ભેંજાને તકલીફ આપવાની જરૂર પડશે નહી. તેથી વખતનો પણ ઘણો બચાવ થશે.

**હવે સંચાના ઉપયોગ માટે થોડું બોલીશું.**—દરેક સીવનાર બાઇને સંચો કેમ ચલાવવો તેનું જ્ઞાન હોવું જોઇએ. સંચાનુ ચક્કર ફેરવી આડો અવલો બખ્યો મારવામાંજ સંચો ચલાવવાની કુશળતા સમાયલી નથી. તેનાં દરેક ભાગની ગોઠવણુ કેમ કરવામા આવી છે તેની સમજણુ ધરાવવી જોઇએ, જેથી સીવણુમાં કાંઇબી વાંકુ ચુકું થાય તો કયા ચોકસ ભાગમાં ખામી છે તે તુરત શોધી શકાય. જાડાં યા પાતલાં કપડાં માટે બખીયામાં ફેરફાર કરવો, સોય તથા દોરો જાડો યા ઝીણો કયારે વાપરવો એવી એવી દરેક ચીજની માહીતી એક હુશીઆર સીવનારીએ ધરાવવી જોઇએ. એવી સમજથી સીવેલાં કપડાંની સફાઈ કાંઇ જુદીજ માલમ પડશે. વળી ગમે એટલીવાર ધોવાયા છતાં સીલાઇનો એક દોરો પણ ખીસશે નહી. વારંવાર સંચામાં તેલ પુરવું તથા થોડે થોડે વખતે આખો સંચો ઉખેડી સાફ કરવો. આમ કરવાથી સંચો ફેરવતાં ઘણો હલકો લાગશે.

**કાપ કાપવા માટે અગતની ચીજો.**—માપ લેવાની ટેપ, જેપર ઈંચ, અરધા ઈંચ, તથા પા ઇંચના ભાગ પાડેલા હોય છે. લાઇન દોરવા માટે લાકડાનો ફુટ તથા બ્રાઉનપેપર, પેનસીલ યા દરજીનો ચાક. કાગજ જાડું વાપરવું નહી કારણુ તેની ઘડી બરાબર વલતી નથી. પાતલું કાગજ સરી જતું નથી તેથી તેની ઘડી બરાબર રહી શકે છે.

શરીરનું માપ લેતી વેલા ચોકસ રહેવું. દરેક પોશાક માટે કાગજનાં કાપ કાપી તેપરથી કપડું કાપવું. કપડું હમેશાં લંબાઇએ રાખી કાપવું એટલે પનેહમાંથી દબલ કરી કપડાંની લંબાઇએ કાપની લંબાઈ રાખવી. દબલ રાખવાની મતલબ એ કે ઘણાખરા કાપની બે બાજુ હોય

છે. જમણી અને ડાબી. તે બંને એકસરખી રાખવી જોઇએ, જેમકે બદયાનની બોંહે, પીઠ, પેસ, બાજુના નાનાં કાપો, એ સર્વે જમણા તથા ડાબા એક સરખા કાપવા જોઇએ. માટે ડબલ કપડું-રાખવાથી બંને બાજુ એકી વખતે સરખી કાપી શકાશે. કાપ કપડાં પર ગોઠવતી વેલાએ વાંકા ચુકા મુકવા નહી, તેમ થવાથી કપડું વાંકું આવી પેહરતી વેલાએ ખેંચાઈ જશે. બનતાં સુધી કપડું બગાડયા વગર કાપ ગોઠવવા. વીચાર કીધા વીના જેમ તેમ મુકી જવું નહી. કાપ ગોઠવાયા પછી કાગજને થોડે થોડે છેટે કપડાં સાથે ટાંચણી મારી જવી કેમ જે ખસે નહી. હવે દરેક કાપની કીનારી કીનારીએ ફરતી પેનસીલની લાઇન મારી જવી અને તે લાઇનથી થોડી સીલાઈ છોડી બીજી લાઇન મારવી. જે બાજુએથી એક કાપ બીજા કાપ સાથે જોડાય છે ત્યાં પોનો ઇંચ સીલાઈ રાખવી. બાકીનાં ભાગો, જેવા કે ગલું, બગલનો કાપ, ખભાં, સૌથી હેઠેનો ભાગ એ સર્વે પર અરધો ઇંચ સીલાઈ રાખી બીજી પેનસીલની લાઇન ફરતી મારી જવી. આ સીલાઇ સીવતી વેલાએ જરા કાપી ઓછી કરવી. સીલાઇની લાઇનપરથી કપડું કાપવું. કાપવા પહેલાં પીન કીધેલા કાપો છુટા કરવા. હવે સીલાઇની લાઇન કપડાનાં ફકત ઉપલાંજ પડપર દેખાશે. એ લાઇન બંને ભાગો પર એક સરખી અગતની હોવાથી કપડું ડબલ પકડી તે લાઇને લાઇન નખે કરી સર પાડવો એટલે બંને કપડાંપર એકસરખી નીશાની જણાશે. કપડું બીલકુલ ખસવા દેવું નહી, તેમ થવાથી કાપનાં માપમાં ફેર પડી જઇ પોશાક ઢીલો યા તંગ પડશે.

કાપતી વેલાએ કાગજ યા કપડું સપાટ જગાપર બીલકુલ ખોલ વગર પાંથરીને મુકવું. ટેબલપર બરાબર જગા નહી થઇ શકે તો જમીનપર પાથરી કાપવું.

---

## પ્રકરણ ૨ જું.

### નાનાં બચ્ચાંની બીબ (હોજ્યું).

આ બીબ માટે આપણુને જોઇતી લંબાઈ પોહલાઈનું કાગજ કાપવું. ઉપલા નમુનામાં કાગજની લંબાઇ ૧૧ ઇંચ તથા પોહલાઇ ૬ાા ઇંચ રાખી છે. કાગજની સામાં સાંમેની બાજુએ એકસરખી રાખવાની સંભાલ રાખવી. હવે જોઈતા માપનું કાગજ કાપ્યા પછી તેને લંબાઇએથી વાલી બેવડી ઘડી કરવી. બરાબર વચ્ચેથી નખે કરી જોરમાં સર પાડવો. એ ઘડીને પાછી બેવડી કરી સર પાડવો. હવે કાગજ ખોલશો તો ચાર ભાગ થયલા માલમ પડશે એજ મુજબ પોહલાઇએ ચાર ભાગ કરવા.

ક આગલથી એક ભાગ છોડી ચ નીશાની કરવી.

ચ આગલથી પોના ભાગપર એક તાંપ મુકવી અને તે તાંપથી આખાં ચોકઠાંની લંબાઇનો ચોથો ભાગ નીચે ઉતરી બીજી તાંપ જ મુકવી.

ચ અને જ ને જોડી નાંખવા.

ક આગલથી એક ચોકઠું નીચે ઉતરી જમણાં હાથપર પા ભાગ ખસી છ તાંપ મુકવી.

ક થી બે ચોકઠાં નીચે ઉતરી જમણી બાજુપર પા ભાગ હઠી ઝ તાંપ મુકવી.

ગ થી પોનો ભાગ ઉપર ચહડી ટ તાંપ મુકવી. હવે ચ, છ, ઝ, ટ, જોડી નાંખવા.

પોહલાઇની બરાબર અધવચે એક તાંપ મુકી ટ અને ઠ જોડવા.

ચ થો એક ભાગ નીચે ઉતરી જમણી બાજુની લીટીપર અરધે ભાગે ડ તાંપ મુકવી.

ઠ થી સવા બે ભાગ ઉપર જઈ ઢ તાંપ મુકવી. આકૃતી મુજબ જ, ડ, અને ઢ ગોલ લાઇન મારી જોડી નાંખવા. હવે બીબનો બરાબર અરધો આકાર તમુને મલશે. એવીજ રીતે બરાબર બીજો

અરધો ભાગ દોરી પેનસીલની લાઈનપરથી કાપી નાખવું. એજ મુંજબનો કોઇબી આકાર ઉપલાં ચોકઠાંઓમાં દોરી શકાશે. ગલાં આગલનો ભાગ વધુ લાંબો યા ટુંકો જોઇએ તેમ ફેરફાર કરવો.

**સીવવાની રીત:**—આ બીબ જોઇએ તો સાદાં કપડાંની બનાવી વચમાં આડકત્રી ઈનસરશન મુકવી. એબી રીબન પોવાય એવી ઈનસરશન હશે તો વધારે શોભશે, યા તો કાંઈ ઝીણી તરાંહનો ભરેલો ટુકડો હશે તો તે પણ સાદો લેવાથી બીબ સારી લાગશે. નહી તો કોઇપણ જાતનું સાદું કપડું લઈ તેપર ઝીણી ઝીણી ટક મારવી. ટક મારયા પછી કાગજનો કાપ મુકી બીબનો આકાર કાપવો. દરેક બાજુએ ફરતી સીલાઇ રાખવી. તેજ આકારનાં અસ્તરનાં બે ટુકડા કાપવા. વચ્ચે પટલું રૂનું પડ લેવું. તે પણ એજ આકારનું કાપવું. આ રૂનું પડ વારને હીસાબે ઘણે સસ્તે દામે મારકીટમાં મલી શકશે. પેહલાં અસ્તરને રૂ સાથે ફાંકવું પછી બીજા અસ્તરનાં ટુકડાને બીબનાં ઉપલાં કપડાં સાથે ફાંકવું. હવે એ બંને છુટા ટુકડાનાં સવરાં પડ એકએકપર મુકી પાછાં સાથે પકડી ફાંકી જવા. નીચેની અરધી બાજુ ખુલ્લી રાખવી. પછી તેપર સંચો મારી જઈ જે ખુલ્લી બાજુ રાખી છે ત્યાંથી ઉઠલાવી નાંખવું. એટલે સવરૂં પડ બહાર આવશે. ઉઘાડા ભાગની બંને કીનારી અંદર દાબી ફાંકી લેવી અને છેક કીનારી કીનારીએ ફરતો બખ્યો સંચાપર મારવો. પેહલાં જ્યાં સંચો મારવા લખ્યું છે ત્યાં ઝીણી દોરાતણ હશે તો તે પણ ચાલશે. પછી ઉઠલાવી એકદમજ ઉપરથી બખ્યો મારી જવો. દબલ બખ્યાની કશી જરૂર નથી. ફરતી લેસ મુકવી. દરેક ખુણાં આગલથી લેસની ગેધર સફાંઇથી લેવી. ગલાંનાં એક છેડાપર બતન તાંકવું અને બીજે છેડે (લુપ) દોરાનું બેરવતું કરવું, યા તો બંને બાજુએ ઝીણી ટેપનાં ટુકડા તાંકવા.

એજ મુજબ પાસે આપેલી આકૃતી પણ નજરે જોઈ બનાવી શકાશે.

---

## બચ્ચાનું ચોલ્લું.

પચીસ ઇંચનું એક ચોરસ કાપવું, પછી તેના સાંમે સાંમેના ખુણાં સાથે પકડી વચમાંથી આડકત્રો સર પાડી ઘડી કરવી એટલે

તેમાંથી બે ત્રીકોણ આકાર નીકલશે, તે છુટા પાડવા. ઉપલી આકૃતી આ માંહિલો એક ત્રીકોણ ઘડી વાલેલો બતાવે છે. એ ત્રીકોણનાં સાંમે સાંમેનાં બંને ખુણાં સાથે પકડી પાછી ઘડી વાલવી, જુઓ **ક**, **ખ**, **ગ**. આડકત્રી લાઈન **ખ**, ગ ને ચાર સરખા ભાગે વેંહચી નાંખવી. **ખ**, ખુણાંપરથી બીજો ભાગ લઈ, તેની બરાબર વચ્ચે **ઘ** તાંપ મુકવી. **ઘ** થી કાટખુણે (right-angle) ૩) ઇંચ લાઈન દોરવી. **ગ** થી પેહલા ભાગનાં ખુણાંમાં **છ** તાંપથી ઉભી લાઇન એવી રીતે દોરવી કે ઉપલી આડી લાઈનને અડકે, ત્યાં **ચ** તાંપ મુકવી. **ચ**, **છ** ઉભી લીટી થશે. **છ**, **જ**, **ઝ** ગોલ વાંક દોરવો. હવે **ચ**, **છ**, **જ**, **ઝ** લાઇન કાપવી. પછી કાગજની ઘડી ઉખેડશો તો ચોલ્લાંનો ઘાટ માલમ પડશે.

**સીવવાની રીત.**—**ચ**, **છ**, લાઇન આગલી બાજુ છે. ક, **ખ**, પીઠનો ભાગ છે. **ક**, પીઠનો બરાબર વચ્ચેનો ભાગ છે તેની બંને બાજુએ આશરે ૬ ઇંચ સુધી ગેધર કરવી. પછી એક લાંબી પટી આસરે ૨૩ થી ૨૪ ઇંચ લાંબી અને ૩ ઇંચ પોહલી લઈ ક, **ચ** ભાગ ઉપર બેસાડવી. **ચ**, **છ** શીવાય બધી ફરતી બાજુની કીનારી સીવી લેવી. **ચ**, **છ** પર ૧ાા ઇંચ પોહલી પટી સીવવી, તે પટીપર જમણી બાજુએ બટન લગાડવું અને દાબી બાજુએ બટન હોલ કરવું. ચોલ્લાંનો અણીવાલો ભાગ જે ત્રીકોણ આકાર જેવો છે તેની ઉલટી બાજુએ એક નાનો ત્રીકોણ આકારનો કટકો સીવી લેવો અને પછી અણી આગલ એક બટન હોલ બનાવવું. આ કટકો લગાડવાની મતલબ એ કે તે ભાગપર હોલ બનાવવાનું હોવાથી મજબુત રહે.

---

## બચ્ચાંનું ચોહલું (નમુનો ૨ જો.)

નમુનામાં આપેલી આકૃતી મુજબ કાગજ કાપવું. જમણી બાજુએ ઘડી વાલેલો ભાગ રાખવો. કાગજની પોહલાઈ ૧૫) ઇંચ લઇ દબલ કરવી એટલે ઘડી વાલ્યા પછી ૭ા) ઇંચ થશે. લંબાઈ ૧૨) ઇંચ રાખવી, પછી ચોકઠાંની ઘડી કરી તે પર નમુના મુજબની આકૃતી ચીતારવી. ચોકઠાંપર જે તાંપ મુકી છે તે દરેક ચોકઠાંની ત્રીજા ભાગપર છે. એ પ્રમાણે ચીતારયા પછી કાગજ આકૃતી પ્રમાણે કાપી ખુલ્લું કરવું.

એટલે આખો ઘાટ બરાબર જણાશે. પણ એ કાપ ચોલ્લાનું ફક્ત એકજ પડ બતાવે છે. કપડું કાપતી વેલા તેની લંબાઈ ૨૪) ઇંચ અને પોહલાઇ ૧૫) ઇંચ રાખી, લંબાઇએ તેને ઘડી કરી કાપ ખુલ્લો કરી તેપર ગોઠવવો. ઘડીવાલો ભાગ નીચે પાયજા તરફ રહેવા દેવો. પાયજાનો આકાર આકૃતી મુજબ કાપ્યા પછી ગ, ખ લીટી કાપવી નહી. એ ભાગ બંધ રહેશે. × જ્યાં બાજુપર આવી નીશાની કીધી છે તેટલો ભાગ એટલે કમ્મરથી સુમારે ૪) ઇંચિ નીચે સુધીનો ભાગ ખુલ્લો રહેશે. ત્યાં બતન તથા હોલની પટી મુકવી. કમ્મર કાપતી વેલાએ આગલી કમ્મરની લીટી કપડાનું ઉપલું પડ અલગ પકડી કાપવી અને પીઠની કમ્મર પછવાડેનાં પડપર કાપવી.

એ ચોલ્લાંને વેતરવાની બે રીત છે. એક તો ઉપર જણાવ્યા મુજબ. લંબાઇએથી કપડું બેવડું કરી વેતરવું, અને તે માટે ૨૪×૧૫ ઇંચિ કપડું જોઇશે. બે ચોલ્લાં સાથે વેતરવાં- હોય તો ૧) વારમાં થશે. એ રીતે કાપવાથી કપડાંનો બચાવ થશે.

બીજી રીત એ છે કે ૨૭) ઇંચિ ચોરસ કપડાંનો ટુકડો લઇ તેની ત્રીકોણુ આકારમાં ઘડી કરવી સાંમે સાંમેનાં ખુણાં એક બીજાંપર ગોઠવવાથી તેમ થશે. ઘડીવાલા ભાગપર પાયજાનાં ભાગ ગોઠવી વેતરવું. આ વેતરણુથી કપડું વધારે ખપશે પણ વપરાસમાં વધુ સગવડભરયું થઇ પડશે.

**સીવવાની રીત**—આ ચોલ્લાંપર પાયજાની બાહરની બાજુએં સાંધો આવશે. જોકે સાધારણુ રીતે તેમ કરવામાં આવતું નથી. બાજુનાં ભાગપર હમેશાં ઘડી હોય છે. એટલે તે ભાગ સાંધા વગરનાં હોય છે. પણ આ ચોલ્લામાં ઘડીવાલો એટલે સાંધા વગરનો ભાગ નીચે હોવાથી બાજુપર સાંધો લીધા વીનાં છુટકો નથી. બંને બાજુએ કમ્મરથી ૪) યા ૪।।) ઇંચ માંપી એટલો ભાગ ખુલ્લો રાખવો, અને ઉપર લખ્યા મુજબ તેપર પટી લગાડી બતન અને હોલ બનાવવાં. પાયજાનાં ગોલ વાંકની કીનારી બારીક સીવી તેપર લેસ લગાડવી. પાયજાની કીનારીપર "ફેધર સ્તીચ" કરવાથી શોભામાં વધારો થશે.

ચોલ્લાંની આગલી તેમજ પીઠની કમ્મરપર બરાબર વચ્ચેથી ૩) યા ૪) ઇંચ સુધી ગેથર કરવી. પછી ૧૧) ઇંચ લાંબી અને ૩) ઇંચ પોહલી પટીપર આગલી કમ્મર બેસાડવી, અને પીઠની કમ્મર માટે ૧૨) ઇંચ લાંબી અને ૩) ઇંચ પોહલી પટી લઇ તેપર બેસાડવી.

જો આ ચોલ્લું છોકરાઓ માટે હોય તો પાયજા આગલનો બાજુનો સાંધો સીવવો નહી. આખો સાંધો ખુલ્લો રાખી તેપર બતન અને હોલની પટીઓ મુકવી. પીઠની બાજુપર બતન રાખવાં અને આગલી તરફ હોલ બનાવવાં. તેમ કરવા માટે પીઠની પટી એક ઇંચ ટુંકી અને આગલી લાંબી રાખવી પડશે.

---

# પ્રકરણ ૩ જું.

## નાના બચ્ચાંનું શર્ટ.

ઉપલું શર્ટ નાનાં બચ્ચાંને પેહલા થોડાં મહીનાં પેહરાવવામાં આવે છે. આકૃતી મુજબ કાપવું. સીલાઈ અંદરજ ગણવામાં આવી છે.

શર્ટની લંબાઈ ૧૦ ઈંચ અને પોહલાઈ ૨૪ ઇંચ છે. એટલે લંબાઇના પ્રમાણમાં સુમારે ૨ાા) ગણી પોહલાઈ રાખવી.

બંગલને ગાલો કપડાંને ઘડી વાલી પોહલાઇએ બરાબર વચ્ચેથી કાપવામાં આવ્યો છે. ગાલાની લંબાઈ શર્ટની લંબાઈનાં ત્રીજા ભાગ કરતાં સેહજ વધુ છે. એટલે સુમારે ૪) ઈંચ,

બગલનાં ગાલાની લીટી અને બંને છેડાની બરાબર વચ્ચે એક આડકત્રી લીટી બંને બાજુએ દોરવામાં આવી છે. જે કોલર અથવા (flap) છે. લંબાઇએ તે લીટી બગલનાં કાપ કરતાં ૧ાા) ઈંચ ટુકી અને ?) ઈંચને છેટે છે.

કપડાંની લંબાઇ પોહલાઈમાં ફેર હોય તોપણ ઉપલા પ્રમાણમાં જો કાપ દોરવામાં આવશે તો બરાબર ઘાટ આવશે.

આ કાપ માટે ૪) માંપ ધ્યાનમાં રાખવાં, બગલ લંબાઈ ૪) ઈંચ, ખભું ૩) ઈંચ, કોલર યા પરડાની આડકત્રી લંબાઈ ૨ાા) ઈંચ. બગલથી છેલ્લાં માપનું છેટું ૨) ઈંચ. ૪, ૩, ૨ાા, ૨ આ મુંજબ આંકડા ધ્યાનમાં રાખવા.

**સીવવાની રીત.**—પેહલાં ખભાં સીવવાં શર્ટની સવરી બાજુ સીવનારે પોતા તરફ રાખવી. આગલી બાજુની ખભાંની કીનારી ⅛ જેટલી સવરી બાજુએ વાલી સર પાડવો. પીઠનાં ખભાંની કીનારી એટલીજ અવરી તરફ વાલવી. પછી પીઠનું વાલેલું ખભું આગલાં વાલેલાં ખભાંપર ગોઠવી ફાંક મારવી. જેથી આગલી (front) ની કીનારી હેઠે જશે અને પીઠની વાલેલી કીનારીની લગોલગ આવશે. હવે અવરી બાજુની આગલાં ખભાંની કીનારીપર ફાંક મારવી જેથી

સાંધો સફાઈદાર અને પટલો બનશે. બચ્ચાંનાં કપડાંના સાંધા એવી એવી રીતે ગોઠવી સીવવાથી તેઓની નાજુક ચામડીપર તે ભોકાશે નહી. બચ્ચાંના કપડાં બનતાં સુધી હાથે સીવવાં. સંચામાં મુકવાં નહી. અને ઘણીજ સફાઇથી સીવવાં. ઉપલો સાંધો ફાંકયા પછી બંને ફાંકપર હાથે બારીક બખ્યો મારવો. સાંધો આખો સીવવો નહી પણ અરધા કરતાં સેહજ વધારે સીવી છોડી દેવો. બાકીનાં ભાગને છુંટા રેહવા દેવા. તેની કીનારીઓ બારીક સવરીમેરથી સીવી તે ભાગને વાળી ખભાંપર મુકી તાંકો મારી લેવો જે સરી ન જાય. તાંકો મારવા આગમજ તેપર ફરતી બારીક લેસ મુકવી.

જો આ ખભાંને વચ્ચેથી છુટા રાખવા ન હોય તો અરધા કરતાં સેહજ વધારે ભાગપર સવરીમેર બખ્યો મારયા પછી સોંય નીચે સેરવી લેવી અને બાકીનાં સાધાપર અવરી તરફથી બખ્યો મારવો. કારણ તે ઉહલાવી ખભાંપર મુકવાથી તેની અવરી બાજુ બાહર આવશે.

આ ખભાંના સાંધા જોડવાની ત્રીજી રીત એ છે કે સાંધા બીલકુલ સીવવા નહી પણ બંને વચ્ચે ઘણી બારીક ઇનસુરશન મુકી જોડી લેવા.

શર્ટ આગલી મેરથી ખુલ્લું રેહશે. તેની બંને કીનારીઓ ઝીણી વાળીને સીવવી, તેમજ હેઠેની દામણ પણ સીવવી. આગલી ખુલ્લી બાજુ સીવતી વેલા જ્યાં કોલર (flap) વલાય છે ત્યાં સુધીજ કીનારી સીવવી પછી છોડી દઇ કીનારીપર સેહજ કાપ મુકી સવરી બાજુપર વાળીને સીવવું કેમ જે કોલર વલાયાથી તેની અવરી બાજુ સવરી તરફ વલાશે. તેથી સીવણ ઉલટી દેખાંશે. કીનારીપર જ્યાં કાપ મુકયો હોય તે ખુણું સફાઇથી બતન હોલ કરી મજબુત રાખવું કે પીખાઇ ન જાય. તેમજ પીઠનાં કોલરનો ભાગ પણ સીવવો, ખુણાં આગલથી બરાબર અણી કાહડવી.

**બગલનો ગાળો**—આ ગાલામાં ઉપર કાપેલા ત્રીકોણ ટુકડા જોડવા. ત્રીકોણ ટુકડાંની બે સીધી બાજુને બોંહેનાં ગાલાની બે સીધી બાજુ સાથે લગાડવી. એવી રીતે કે ત્રીકોણનું ખુણું ગાલાનાં

ખુણાંને લાગે. ખભાંનો સાંધો જોડવાને સમજાવ્યું છે તે મુજબ આ સાધાં પણ જોડીને સીવવાં. સાંધાંની બંને કીનાંરીપર બખ્યો લેવા લખ્યું છે. તેને બદલે જોઇએ તો સવરી તરફ બખ્યો લઇ અવરી તરફની કીનારી બારીક તાકાંએ ઓટવી. બગલનાં ગાલાપર ફરતી ઝીણી લેશ મુકવી. વધારે શોભઇતું બનાવવા કોલરની ફરતી કીનારીપર "ફેધર સ્તીચ" યા કોઇબી ફેંનસી તાંકાએ ભરવું યા ઝીણી લેશ મુકવી. ઘણી વેલા બચ્ચાંને ચામડીપર ગરમ કપડાં પેહરાવાથી તેની ચામડી ખરાબ થાય છે માટે જો ગરમ પેહરાવાની જરૂર હોય.તો પેહલાં ઉપલું શર્ટ નરમ ઝીણાં કુમાસનાં સુતરાઉ કપડાનું બનાવી પેહરાવવું પછી તેપર ફ્લેનલ પેહરાવવી.

---

## બચ્ચાંનો ફ્લેનલનો પેટીકોટ.

આ પેટીકોટ માટે ઓછામાં ઓછી ૩૫) ઇંચ પનેહની ફ્લેનલ વાર ૦ાા) પુરતી થશે. પેહલાં ફ્લેનલની રંગીન કોરે કોર કાપી કહાડવી. પછી પનેહમાંથી ૮) ઇંચ કપડું સીધું આખી લંબાઇએ કાપી કાહડવું એટલે ૨૭) ઇંચ લંબાઇ અને ૮) ઇંચ પોહલાઇનું કપડું નીકલશે. તે કપડાંને દબલ કરી જમણાં હાથપર ધડીવાલો ભાગ રહેવા દઇ તે ઉપર ઉપલો કાપેલો કાગજનો કાપ ગોઠવી ટાંચણી મારવી. જમણાં હાથની કીનારીપર ૦ાા) ઇંચ કપડું વધારે રહેશે તે પીઠપર બટનની પટી માટે રહેવા દેવું. બોડીસ કપાયા પછી ૨૭) ઇંચ પોહલો અને ૨૭) ઇંચ લાંબો ટુકડો બાકી રહેશે, તેને લંબાઇમાંથી બેવડો કરી સલંગ કાપી કહાડવો. એટલે ૨૭) ઇંચ લાંબા અને ૧૩ાા) ઇંચ પોહલા બે ટુકડા નીકલશે તેને જોડી નાંખવા. એ ટુકડો સ્કર્ટ માટે વપરાશે. સ્કર્ટ લંબાઇએ ૧૩ાા) ઇંચ રહેસે તેને બૉડીસ સાથે જોડી નાંખવો. જોડતી વેલાએ ફરતી પ્લીટ મારવી. ગેધર કરવી નહી. ગરમ કપડું હોવાથી પ્લીટ વધારે શોભશે. હવે જ્યાં બટન પોવાનાં છે તેની નીચેથી એટલે પીઠની બરાબર વચ્ચેનાં ભાગથી ૦ાા) ઇંચ ડાબી બાજુએ અને ૬) ઇંચ જેટલી લંબાઇએ સ્કર્ટનો ભાગ ખુલ્લો રાખવો. બધેથી ફરતી સીલાઇ રાંખવી. સ્કર્ટની નીચેની

દામણ ૧ાા) ઇંચ પોહલી રાખવી. જોઇએ તો ૦ા) ઇંચ પોહલી ત્રણ ટક મારવી પણ તે માટે કપડું વધારે રાખવું.

બીજી આકૃતી ચાર ઘડી કરી કાપવી, નમુનો જોવાથી તે તુરત સમજ પડશે.

---

## બચ્ચાના ઝભ્ભા ( ફ્રૉક ).

આ ફ્રૉક માટેનાં સ્કર્ટની પોહલાઈ એટલે નીચેનો ઘેરાવો ૧ાાા) થી ૨) વાર સુધીનો હોવો જોઇએ. જો એ ઘણો મોટો લાગે તો જરા ઓછો રાખવો. લંબાઇ એટલે કમ્મરથી (જ્યાંથી બૉડીસ જોડાયછે) નીચે સુધી તૈયાર ૧૪) થી ૧૫) ઇંચ જોઇએ, માટે નીચેની દામણ તથા ટક જેટલી જોઇએ તેટલું કપડું વધારે રાખવું. પીઠપર બરાબર અધવચનાં ભાગથી અરધો ઈંચિ દાબી બાજુએ ૬) ઈંચિ લાંબો કાપ રાખવો.

બાંહેપર કાંદી આગલથી એક પટી લગાડવી જે ૬ાા) ઇંચ લાંબી અને ૧ાાા) ઈંચ પોહલી રાખવી. પેહલાં બાંહેનાં કાંદી આગલનાં ભાગની અધવચે થોડી નાની પ્લીટ મારવી. અને બાલો ઉપલી પટીનાં માપનો કરી તેપર પટી ચોંટાડવી. બાંહે બોડીસ સાથે જોડતી વેલાએ તેનો સાંધો (બાંહેનો) બોડીસની આગલી બાજુએ બગલનાં સાંધાથી ૧ા) ઈંચિ દુર રાખવો.

ટુંકી બાંહે જો બનાવવી હોય તો તેનાં અસ્તર કરતા ઉપલું કપડું મોટું રાખવું, સુમારે ૧) ઇંચ લાંબું અને ૩) ઇંચ પોહલું. એટલે ઉપલી બાંહે અસ્તરપર પફની માફક રેહશે.

પીઠ અને આગલનાં ભાગની બૉડીસનું માપ એકજ છે. ફકત પીઠપર બતન માટે વધારે પટી રાખવી.

---

## બચ્ચાંનો નાઇટ ગાઉન.

આકૃતીમાં નાઈટ ગાઉનનો આગલો ભાગ બતાવ્યો છે. તે માટે ૩૬) ઇંચ પનેહનું ૨) વાર કપડું જોઇશે. નાઇટ ગાઉનની

લંબાઈ ૩૬) ઇંચ અને પોહલાઈ ૩૦) ઇંચ છે. પોહલાઇએથી કપડું દબલ કરવાથી ૧૫) ઇંચ રહશે. પીઠ પણ એજ મુજબતી કાપવાની હોવાથી ૩૬×૩૦ ઇંચિનાં કપડાંના બે ટુકડા એકેકપર મુકી તેને દબલ કરવા, એટલે કપડાંનાં ચાર પડ થશે. આકૃતી મુજબ તેને કાપ્યા પછી ખુલ્લું કરી જોશો તો બે એક સરખા ટુકડા આગલો તેમજ પાછલો નીકલશે. સીવવાની રીત.—બંને ટુકડા જોડયા પછી પીઠનાં ભાગપર ગલાં હેઠેથી ૯ ઇંચ લાંબો બરાબર વચ્ચોવચમાંથી એક કાપ મુકવો. આગલા ભાગપર લંબાઇએ બરાબર વચ્ચેથી સર પાડી ગલાની હેઠે ૬) ઇંચ માપ લેવું. પછી તે વચ્ચેનાં સરની ડાબી બાજુ ૪ાા) ઇંચ અને જમણી બાજુ ૪ાા) ઇંચ, બધું મલી ૯) ઇંચનો એક સર પાડવો. તે સરની હેઠે ૧ા) ઇંચિપર એક બીજો સર મુકવો. હવે નીચેનાં સરપરથી ડાબી બાજુએથી ઝીણી દોરાતણ લઇ ગેધર કરવી. અને ઉપરનાં સરપરથી જમણી બાજુએથી દોરાતણ કરી ગેધર કરવી. એમ બંને બાજુએથી દોરાતણ કરવાથી ગેધર બરાબર આવશે. પછી કમ્મરની પટીનાં બંને ટુકડા જોડી લઈ તેની કીનારી બંને બાજુએથી ઝીણી સીવી પેલા ગેધરના ઉપલા ભાગ સાથે પટીનો ઉપલો ભાગ ફાંકવો અને નીચલી ગેધર સાથે પટીનો નીચલો ભાગ ફાંકવો. પટી પોહલી હોવાથી વચ્ચેનો ભાગ ઢીલો રહેશે. તેને વચ્ચોવચમાંથી ગેધર કરી ખેંચી લઇ ઉપલી ગેધરપર ફાંક મારી બેસાડવો તેજ મુજબ બંને બાજુએથી પણ કરવું. પછી તે ફાંકેલા ત્રણે ભાગપર કોઈબી ફેનસી તાંકાએ રેસમે ભરી લેવું. પટીનાં બંને લાંબા છેડાઓની કીનારી પણ સીવી લઈ તેપર સોજા તાંકાએ રેસમે ભરવું યા ઝીણી લેસ તાંકવી. ગલાંનાં ભાગપર પણ પીઠે તેમજ આગલી બાજુપર ગેધર કરી તેપર પટી મુકી દેવી.

બાંહે સીવતી વેલાએ નીચેનાં ભાગને ૨) થી ૨ાા) ઇંચ સુધી કફની માફક વાલી દેવો. (જુઓ બાંહેની આકૃતી). બાંહેનો સાંધો સીવતી વેલાએ કફ આગલનાં ભાગનો સાંધો છોડી દેવો અને તે ઉલટી બાજુએથી સીવવો, નહી તો કફ વાલતાં ઉલટો સાંધો ઉપર આવશે. કફની કીનારીપર ફેનસી તાંકાંએ ભરી લેવું યા તો ઝીણી લેસ તાકવી.

———

## બચ્ચાંનો લાંબો ઝભ્ભો (ફલેનલનો).

આ ફલાનલનો ઝભ્ભો યા પેટીકોર ઝીણાં બચ્ચાં માટે ઘણો ઉપયોગી છે, તેની બોડીસનો ભાગ ડબલ હોવાથી છાતીને ઘણી હુંફ આપે છે. આગલ આપેલું સુતરાઉ શર્ટ પેહરાવ્યા પછી આ ઝભ્ભો પેહરાવવો. તે માટે ૧ાા) વાર ફલેનલ જોઇશે. ફલેનલનો પનેહ ઘણુ કરી ૨૭) ઇંચ હોય છે. પણ જો થોડો મોટો હશે તો તેથી વેતરણમાં કાંઇ ફરે પડશે નહી.

૧ાા) વારમાંથી ૦ાા) વારનો ટુકડો ફાડી બાજુએ રાખવો. પનેહ ૨૭) ઇંચ હશે તો ચોરસ ટુકડો પડશે. એ સ્કર્ટ માટે જોઇશે. બાકીનાં વાર ૧) માંથી બોડીસ વેતરવીં બોડીસની ઉંડાઈ ૬) ઇંચ છે. અસ્તર પણ તેજ કપડાંનું જોઇશે. એટલે પનેહમાંથી ૧૨) ઇંચ કપડું ફાડી તેને બેવડું કરીશું. તો બોડીસ અને તેનું અસ્તરં બંને એકી વખતે વેતરાશે. તેમ જો વેતરતાં અડચણ પડે તો ૬) ઇંચનાં ટુકડા જુદા પાડી વેતરવા. લંબાઇ ૩૬) ઇંચ આખી એમજ રાખવી અને લંબાઇએ બેવડી ઘડી કરી આકૃતી મુજબ વેતરવું. ઘડી દાબા હાથપર રાખવી અને તે ભાગ કાપવો નહીં. હવે બોડીસ અને અસ્તર મલી ૧૨) ઇંચ કપડું પનેહમાંથી કાપ્યા પછી બાકી ૧૫) ઇંચ પોહલો અને ૩૬) ઇંચ લાંબો ટુકડો વધશે. સ્કર્ટ માટે ૦ાા) વાર કપડું રાખ્યું છે તેની સાથે એ કપડાંને લંબાઇએ જોડવું અને બાકીનો ૦ા) વાર વધશે તે રેહવા દેવું.

બોડીસ માટે નમુનામાં આપેલી આકૃતી મુજબ અરધો નમુનો કાગજનો કાહડવો અથવા તો બરાબર સમજ પડવા આખો નમુનો જોઇતો હોય તો કાગજની ઘડી વાલી બેવડો કાપવો. પીઠ અને આગલાં ગલાં આગલનો ભાગ જોઇએ તો સીધો રાખવો યા ૦ા) ઇંચ ઉતરી આકૃતી મુજબ ગોલ આકાર કાહડવો. પીઠનું ગલું (ઘડીપર) ૩ ઇંચ, બગલની પોહલાઈ ૩) ઇંચ, ઉંડાઇ ૧ાા ઇંચ, આગલું ગલું ૫) ઇંચ અને છેડાનો ભાગ ૭) ઇંચ. બગલની વચ્ચેથી ૦ાા) ઇંચ હેઠે ઉતરી ૩ા) ઇંચનો કાપ ફલાનલનાં એકવડાં પડપર

મુકવો. એ કાપ નીચેની કીનારીથી ૦ાા) ઇંચ ઉપર રેહશે. એ કાપ પેહરનારનાં જમણાં હાથપર આવવો જોઇએ. સીવતી વેલાએજ તે કાપવો વેતરતી વેલા નીશાની કરી રેહવા દેવો. બોડીસની દાબી બાજુનો ક ખ છેડો છાતીપર થઇ ઉપલા કાપનાં ખાંચામાંથી બાહર આવી પીઠપર બંધાશે. બોડીસ અને તેનું અસ્તર કપાયા પછી સ્કૅટ સીવવા માટે હાથમાં લેવું. સ્કૅટનાં બંને ટુકડાનો સાંધો જોડવો. એ સાંધા સાથે પકડી પછવાડેનું કપડું ૦।) ઇંચ ઉપર રાખવું. અને આગલાં કપડાંની કીનારીથી ૦।) ઇંચ હેઠે ઝીણી દોરાતણ કરી જવી. પછી મોટા સાંધાને નાલાપર વાલી "હેરીંગ બોન" તાંકાથી સીવવું, એટલે સાંધો દબાઇને ચપટો રેહશે. સ્કૅટની ત્રણ બાજુએ (ઉપલી બાજુ બોડીશ સાથે જોડવા ખુલ્લી રાખવી) રેશમી પટી (binding) મુકવી. એ પટી સુમારે ૦ાા) ઇંચ પોહલી રેશમી પટીની માફક ટેપનાં આકારની આવશે. જે કોઇપણ દુકાને મલશે. યા તો કીનારીં ૦ાા) ઇંચવાલી તેપર રેશમે "ફેધર સ્તીચ" યા કોઈપણ તાંકાએ ભરવું. જો વધારે શોભતું જોઇએ તો કીનારીપર ઝીણાં આરકાં કાપી તે રેશમે ગુંઠી લેવાં. હવે ઉપલી કીનારી જે ખુલ્લી રહી છે તેની વચ્ચે એક ટાંચણી મારવી ત્યાંથી બંને બાજુએ કીનારી તરફ વાલીને એકકી ઇંચિની પ્લીટ મારી ફાકવી એવી રીતે મારવી કે બંને છેડા (જે આગલો ભાગ છે) પર પાંચથી છ ઇંચ કપડું સાદું રહે. વચ્ચેનો ભાગ જે પીઠ છે તે મોટી બોક્ષ પ્લીટ માફક દીસશે, કેમજે તકનાં મુડાં છેડા તરફ વલશે. એ પ્લીઠ ફાંકયાં પછી તેનું માંપ ૨૨) ઇંચ થશે સાદો આખો કટકો ૪૨) ઇંચિનો છે તે ધ્યાન રાખવું.

હવે બોડીસ હાથમાં લેવો, જમણી બગલ નીચેનો કાપ કાપો. અસ્તર અને ઉપલું કપડું બંને પકડીને કાપવો. પછી તેની આસપાસ ફરતી ટેપ મુકી બાંધી લેવો. બોડીસની ફરતી કીનારી એજ ટેપ વટી બાંધી લેવી. નીચેનો એટલે સ્કૅટ સાથે જોડવાનો ભાગ જે ૨૨ ઇંચ લાંબો છે તે ખુલ્લો રહેવા દેવો. ખુણાંપરથી ટેપ બરાબર ગોઠવીને લેવી અને અણીવાલાં ખુણાં બનાવવાં.

બોડીને સ્કર્ટ સાથે જોડવા માટે બંનેની સવરી બાજુ સાથે પકડી વચ્ચેથી ટાંચણી મારવી. બોડીસનું અસ્તર અલગ રાખી ઉપલાં પડ સાથે સ્કર્ટ સરખું ફાંકી જવું. તેપર ફાંકેલી પ્લીટ આડી અવલી હઠી ન જાય તેની સંભાળ રાખવી. સરખું ફાંકયા પછી ઉપર બખ્યો મારવો અને પછી સાંધો ઉપર રાખી બોડીસનું અસ્તર તેપર વાળી ઝીણાં તાંકાએ સીવી જવું. જોઇએ તોં અસ્તરની કીનારી વાલ્યા વગર ફાંકી જવી અને ઉપર ટેપ સીવવ જેથી ચુંથાયલી કીનારી ઢંકાઇ જશે.

ખભાંની પટીઓ—ફ્લેનલની નાની બે પટીઓ ૩ાા) ઇંચ લાંબી અને ૦ાાા) ઇંચ પોહલી લઈ તેને ફરતી પટીએ બાંધી લેવી પછી તે પટીને બગલનાં ગાલાનાં ખભાં તરફનાં બંને છેડા સાથે સીવી લેવી. યા તો પટીનાં એક છેડાને પીઠનાં ભાગ સાથે સીવી, બીજા છેડાપર રેશમ વટી એક લુપ બનાવી તેને અલગ રાખવો અને બગલનાં આગલાં ઉપલાં ખુણાંપર બતન તાંકી તેમાં તે લુપ ભેરવવું.

રેશમી પટીનાં ૯) ઇંચિનાં ટુકડા કરી સ્કર્ટનાં આગલા ભાગની કીનારીપર બંને બાજુએ ત્રણ ત્રણ ટુકડા તાંકવા પેહરનારની જમણી બાજુની ટેપ અવરી કીનારીપર તાંકવી અને દાબી બાજુની, કીનારીથી ૪) ઇંચ અંદર સવરી તરફ તાંકવી. આથી બંને ભાગો એક બીજાંપર આવશે. જુઓ આકૃતી૭ બોડીસનાં બંને છેડાપર ક ખ ની વચ્ચે એજ ટ્રેપનો એકેકો કટકો તાંકવો પછી બોડીસનાં બંને ભાગોને છાતીપરથી એક બીજાંપર મુકી દાબા છેડાને કાપેલા ગાલામાંથી બાહર કાહાડી જમણાંને ઉપરથી દાબીમેર લઈ જઇ પછવાડેથી બંને બાંધી લેવા.

---

## બચ્ચાંનો પીનફોર.

આ પીનફોર માટે નેનસુક યા એવુંજ બીજું ઝીણા કુમાસનું ૩૬ ઇંચિ પનેહનું ૦ાાા) વાર કપડું જોઈશે.

કપડાંની બેવડી ઘડી કરી તેપર કાગજનો કાપ પીન કરવો.

**કાપ કાપવાની સમજણ**–૨૭×૧૮ માપનું કાગજ લઇ તેપર આકૃતી મુજબ બંને બાજુએ ચાર ચાર ચોકઠાંની ઘડી કરવી. **ખ, ઘ,** લાઇનનાં ત્રણ ભાગ કરી **ઝ,** તાંપ મુકવી. **થ, ઙ** લાઇનમાં બે ભાગ કરી **ત** તાંપ મુકવી. **ક, ઝ, ત** વાંક લઈ જોડી નાંખવા. **ક, ઠ** સીધી લાઇને જોડવા. **ડ, ઢ** લાઇનનાં ત્રણ ભાગ કરી **ણ** તાંપ મુકવી. **ટ, ણ, ફ** વાંક લઇ જોડી નાંખવા.

હવે બગલનો ગાલો ચીતારો. **ઘ, છ** લાઇનનાં ત્રણ ભાગ કરી ઉપલા ભાગ આગલથી સીધી લાઈન દોરી તેની વચ્ચે **જ** તાંપ મુકો. **જ** અને **ઝ** જોડી નાંખી **જ, ઝ** લાઇનનાં ત્રણ ભાગ કરી તેપર આકૃતી મુજબ લંબગોલ આકાર દોરો. એ ગોલ આકારની વચ્ચે લંબાઇએ જે લાઇન છે તેનું માપ ૨।।।) ઇંચ હોવું જોઇએ. પોહલા-ઈપરની લાઈન ૧।।।) ઇંચિ આવશે. દાબા હાથનાં ખુણાંપરથી ૫) ઇંચ લાંબો અને ૨।।) ઇંચ પોહલો એક ત્રીકોણ આકાર કાપવો. આ ત્રીકોણ **ટ, ઠ** સાથે જોડવા કામ આવશે.

બગલનાં ગાળાપર મુકવાની ગોલ પટી કાપવાની સેહેલી રીત એ છે કે કાગજનો કાપ કાપતી વેલા બગલના ગાલાનું જે ગોલ ચકરડું નીકલે તે કપડાંપર મુકી તેને ફરતી પેનસીલની લાઈન મારી જવી. તે લાઈનથી ૧) ઇંચ દુર ગોળ ફરતી બીજી લાઇન મારવી. પછી બંને લાઇનપરથી કપડું કાપી નાંખવું. એટલે ૧) ઇંચ પોહલી ગોલ પટી નીકલશે તે ગાલાપર જોડી સીવી લેવી. આસપાસ ફરતી ઝીણી લેસ મુકવી.

ગલાં માટે પણ આડકત્રા (ઓરપની) કપડાંની પટી ૧) ઇંચિ પોહલી કાપવી. એ પટી **ક, ઠ** લાઈન આગલથી ૧) ઇંચ પોહલી જેટલી જોઇએ એટલી કાપી જોડી નાંખી ગલાંપર લગાડવી. પછી ગલાંની પટીમાં ટેપ પોઇ સેરવવી એટલે ગેધર આવશે. ગલાંપર તથા નીચે દામણપર ઝીણી લેસ મુકવી.

---

## બચ્ચાંનો રાતનો પહેરવાનો ફ્લેનલનો ઝબ્ભો.

આ ઝબ્ભો બનાવવાની રીત ઘણીજ સાદી અને સહેલ છે. આખો ઝબ્ભો એકજ ટુકડામાંથી બનશે. પીઠપર ૩) બોક્ષ પ્લીટ આવશે. અને આગલો ભાગ છાતી આગલથી દબલ થઇ એક બીજાની ઉપર આવશે અને બાજુએથી ટેપ વડે બાંધી લેવામાં આવશે.

પેહલાં ૩૬) ઇંચ પનેહનું કપડું લઈ તેની બંને કોરેકોર ફાડી કાહડવી એટલે ૩૫) ઇંચિ પનેહમાંથી મપાશે. લંબાઈ ૩૦) ઇંચ રાખવી. પછી પનેહમાંથી દબલ કરવું. ઘડીવાલો ભાગ દાબા હાથાપર રાખી ઘડીથી ૨) ઇંચ છોડી એક ટાચણી મારવી. પછી ઉપરથી ૬) ઇંચિ લંબાઇએ માંપી ત્યાં બીજી ટાંચણી મારવી. બેઉ ટાંચણીની તાંપ પ્રમાણે કપડાંપર સર પાડી દબલ કપડું પકડી સર પ્રમાણે દોરાતણ કરી જવી. જુઓ આકૃતી ઘડી આગલનાં સરને બરાબર દોરાતણપર ગોઠવો મુકશો તો એક બોક્ષ પ્લીટ ૨) ઇંચ પોહલી થયલી તમુને જણાશે. એ પ્લીટ પીઠની બરબર વચ્ચે આવશે તે દાબી સીધી કરી વચોવચમાંથી ફાંકવી એટલે સરી જશે નહી. કપડું હવે ખુલ્લું કરવું. હવે એ બોક્ષ પ્લીટની જમણી કીનારીથી ૩) ઇંચ કપડુ માંપી ત્યાં તાંપ મુકવી અને તે તાંપથી ૨) ઇંચ માંપી ઉપર મુજબ દોરાતણ કરી જવી. પછી સીધું કરી પેલા સરવાલા ભાગને દોરાતણપર ગોઠવી પાછું ફાંકી જવું, એટલે બીજી બોક્ષ પ્લીટ જમણાં હાથપર થશે. તેની કીનારી બરાબર પેહલીની અડોઅડ આવશે. એવીજ ત્રીજી બોક્ષ પ્લીટ પેહલીનાં દાબા હાથપર મારવી એટલે પેહલે મારેલી બરાબર વચ્ચે આવશે, બધી મલી ત્રણ બોક્ષ પ્લીટ આવશે. એ આખો ભાગ પીઠનો છે. હવે પાછું કપડાંને દબલ કરવું. વચ્ચેની બોક્ષ પ્લીટ અરધી પછવાડે અને અરધી આગલ આવશે. પછી છેલ્લી પ્લીટની કીનારીથી ૦॥) ઇંચ દુર એક તાંપ મુકવી. બીજી તાંપ ૨॥) ઇંચ દુર મુકવી, એ બેઉ તાંપની બરાબર વચમાંથી ૧॥) ઇંચ હેઠે બીજી તાંપ મુકી ગોલ ગાલાનો આકાર પાડવો. એ બગલનો ગાલો થશે. (જુઓ આકૃતી). બાકી ૪॥) ઇંચ કપડું રહેશે તે આગલા ભાગપર આવશે. હવે

આખું કપડું ખોલી નાંખી પીઠપર જ્યાં ત્રણ બોક્ષ પ્લીટ છે તે જેટલી લંબાઇએ સીવી છે (૬ ઇંચ) તેની સીધી લીટીમાં કોઇબી જાતનાં ફેનસી તાંકાએ રેશમવતી ભરવું. એક લાઇન ભરાયા પછી જરા જગા છોડી બીજી સીધી લાઇન ભરવી અને તેમજ દરેક બોક્ષ પ્લીટની બંને કીનારીપર પર ભરવું. જુઓ આકૃતી.

ખભાંપર પીકે ઝીણી પટી સીવી લઇ તેનાં છેડાપર એકેકું બેરવણું યા બટન હોલ બનાવવું. ઝીણું ફેનસી બટન અગલા ભાગપર એકેકું તાંકવું.

છાતી આગલથી ફલેનલનો ભાગ એક બીજાંપર આવશે. એક ભાગને કીનારીથી અને બીજાંને બાજુએથી ટેપ સીવી લઈ બાંધી લેવા. ટેપ થોડે થોડે ખાંચે નીચે સુધી સીવવી. જુઓ આકૃતી. ઉપલો ભાગ પુરો થયા પછી આકૃતી મુજબનો લાગશે.

ફલેનલની ફરતી કીનારી શોભીતી કીનારીથી બાંધી લેવી યા "ફેધર સ્તીચ" અથવા કોઈબી ફેનસી તાંકાથી રેશમે ભરવી.

---

## નાનાં બચ્ચાંનો દીવસનાં પેહરવાનો સુતરાઉ લાંબો ઝભ્ભો.

આ સુંદર ઝભ્ભા માટે ઝીણાં કુમાસનું સફેદ ૩૨) થી ૩૬) ઇંચ પનેહનું ૨૧) વાર કપડું જોઈશે. તેપર છુટો લેસપીસનો યોક મુકેલો છે જે માટે લેસપીસ વાર ૦॥) જોઇશે અથવા તો ઈનસરશનનાં પટા એક બીજા સાથે જોડી તે વાપરવા. તેમ જો હશે તો વાર ૨) ઈનસરશન જોઈશે. નહી તો ઈનસરશન અને ટક મારેલો કપડાંનો પટો બંને જોડી એક આખો ટુકડો બનાવી તે યોક માટે વાપરવો. તે માટે ઇનસરશન વાર ૧) જોઇશે. બોંહે અને ગલાંપર મુકવા માટે બારીક લેસ વાર ૧૧) જોઈશે.

પેહલાં સ્કર્ટ માટે કાગજનો કાપ કાહડવો. ૩૪) ઇંચ લાંબું અને ૩૦) ઇંચ પોહલું કાગજ કાપી તેને પોહલાઇએથી ઘડી વાલી દબલ કરવું. એટલે ૩૪) ઇંચ લાબું અને ૧૫) ઇંચ પોહલું થશે. કાગજ કાપતી વેલા દબલ રાખવાની જરૂર નથી પણ કપડું

કાપતાં દબલ રાખવાની યાદ રાખવી. હવે દાબા હાથપર નાંકેથી પોહલાઇનો ૦૧) ભાગ એટલે જો પોહલાઈ ૧૫) ઇંચ હોય તો તેનો ૦૧) ભાગ ૩ાા) ઇંચ થશે. તેટલું માપ લઇ એક તાંપ મુકવી. પછી તેજ બાજુની લંબાઇએ હેઠેથી લંબાઇનો ૦૧) ભાગ માંપી ત્યાં બીજી તાંપ મુકવી. લંબાઇ ૩૪) ઇંચ હોવાથી ૮ાા) ઇંચ થશે. આ બંને તાંપ પકડી ત્યાં એક સર પાડવો અથવા તો પેનસીલે લાઇન દોરવી. હવે બગલનો કાપ કાહડવા માટે ઉપલા પોહલાઈનાં ભાગપરની તાંપ આગલથી એક ઇંચ દુર એક તાંપ મુકવી અને તેજ એટલે પેહલી તાંપની બરાબર ૧) ઇંચ હેઠે બીજી મુંકવી. આ બંને તાંપને જોડી બગલનો ગોલ આકાર કાહડવો, બાકીનું કપડું સીધું રહેવા દેવું. તેની ગેધર કરી ચોક સાથે સાથે જોડી લેવું. આ ભાગ આગલનો થશે. પીઠ પણ બરાબર એજ માપની કાહડવી. તફાવત એજ કે પીઠને બરાબર વચમાંથી લંબાઈનાં ૦૧) ભાગ જેટલી એટલે ૮ાા) ઇંચ ખુલ્લી રાખવી. આગલો ભાગ બંધ રેહશે તેથી સલંગ રેહવા દેવો. પીઠ તેમજ આગલો ભાગ બંને કાપતી વેલા કપડું દબલ રાખવું. (જુઓ આકૃતી).

બાંહે—એ માટે કપડું ૬) ઇંચ લાંબું અને ૧૨) ઇંચ પોહલું જોઈશે. પોહલાઈએથી કપડું દબલ કરી ઉપર કાગજનો કાપ મુકી કાપવું. કાગજની લંબાઈ તથા પોહલાઇ બંને ૬) ઇંચ રાંખવી. કારણ કાગજ દબલ કાપવાની જરૂર નથી. પછી તેની ઘડી વાલી પોહલાઈ તેમજ લંબાઇએ એકસરખાં ચોકઠાં પાડવાં. દરેક બાજુએ ચાર ચાર ચોકઠાં થશે તેપર આકૃતી મુજબ કાપ ચીતરવો.

ચોક—પીઠ તેમજ આગલો ભાગ એકજ ટુકડામાં કાહડવો. એથી ખભાંપર સાંધો નહી આવશે અને વધારે શોભશે. પણ તેમ કરતાં પીઠપર કપડું આડું આવશે માટે તે ભાગ ખેંચાઈ નહી જાય તેની સંભાલ રાખવી.

બચ્ચાંની છાતીનું માપ સાધારણ રીતે ૮) ઇંચ હોય છે, અને ચોકની લંબાઈ ૪) ઇંચ પુરતી થશે. પણ જો ગરમ યા તેવાંજ કોઈ

સોસવાઈ જાય તેવાં કપડાંનો બનાવવો હોય તો પોહલાઇએ ૮॥) થી ૯) ઇંચ રાખવું. પેહલાં કાગજનો કાપ કાહડવો.

**કાગજનું માપ**—જો ચોક ૮) ઇંચ પોહલો રાખવો હોય તો તે કરતાં ૧॥) ગણું વધારે મોટું કાગજ પોહલાઇએ રાખવું, અને પીઠપર બટનની પટી આવશે તે માટે ૧) ઇંચ વધારે રાખવું. એટલે કે ૮) ઇંચનો અરધો ભાગ ૪ થશે. માટે કાગજ ૧૨ ઇંચ + ૧ ઇંચ પટી મલી ૧૩) ઇંચ પોહલું જોઇશે.

ચોકની લંબાઈ ૪) ઇંચ છે. માટે આગલો તેમજ પીઠનો ભાગ મલી ૮) ઇંચ થશે. તે ઉપરાંત ૧) ઇંચિ વધુ જોઇશે કારણકે પછવાડેનો ભાગ વાંકો થવાથી ૧) ઇંચ વધારે જોઇશે. એટલે લંબાઇ ૮ + ૧=૯ ઇંચિ થશે.

હવે ૧૩) ઇંચ પોહલું અને ૯) ઇંચ લાંબું કાગજ કાપો તેને પોહલાઇએ દબલ કરો. ઘડીવાલો ભાગ જમણાં હાથપર રાખી આકૃતી ચીતારો. ઘડી આગલથી નીચેની બાજુએ ૪) ઇંચ માપ લઇ ત્યાં તાંપ મુકો. ૪) ઇંચ માપ અરધી છાતીનું છે. હવે એ તાંપથી લંબાઇએ ઉપર સુધી સીધો સર પાડો. આ લાઇનપર બગલનો કાપ આવશે. ( જુઓ આકૃતી ). જમણાં હાથના ખુણાંપરથી ઉપર ૪) ઇંચ ( ચોકની લંબાઈ ) માપો અને દાબા હાથપરની લાઈન સુધી સીધો સર પાડો. હવે ક, ખ, ગ, ઘ ચોકઠાંપર આગલાં અરધા ચોકની આકૃતી આવશે. ક, ઘ નાં ત્રણ સરખા ભાગ કરી તાંપ મુકો. અને ક, ખ, નાં અરધે ભાગે બીજી તાંપ મુકો, અને બંને તાંપની વચ્ચે ગલાંનો ગોલ આકાર ચીતારો. ખ થી ૦॥।) ઇંચ નીચે અને ૦॥) ઇંચ દાબી બાજુએ એક બીજી તાંપ મુકી ખભાંની લાઈન દોરો. ખભાંની બહારની પોઈંટથી ગ સુધી બગલનો કાપ ચીતારો. એ આકાર છાતી આગલનાં અરધે ભાગનાં ચોકનો છે. પીઠ માટે સેહજ ફેરફાર કરી એવોજ આકાર દોરવો. તેની રીત નીચે મુજબ છે.

ખભાંની બરોબર લાઇને એક સર પાડી ઉપલું ખાલી કાગજ હેઠે વાલી નાંખો; અને પેનસીલની લાઈન પ્રમાણે પેહલાં બગલનો

કાપ ચોવડું કાગજ પકડી કાપો. પછી હેઠેની સીધી લાઈન કાપો. હવે જમણાં હાથપરની ઘડી આગલથી સુમારે ૦ાા) ઈંચ જેટલું કાગજ છોડી સીધી ઉપર સુધી લાઇન મારી તે કાપી કાહડો. અહીંઆં કાગજનાં બેજ પડ કપાશે. ઘડીવાલો ઉપલો ભાગ કાપવો નહી. ગલું એકદમ કાપવું નહી. પેહલાં આગલાં ગલાંની તાંપથી ૦ાા) ઈંચ ઉપર એક બીજી તાંપ મુકી ઉપરની તાંપ સાંથે ગોલ કરી મેલવી નાંખવી. જ્યાં ૦ાાા) ઇંચની પટી છોડી છે તે ભાગ સીધો કાપવો. ચારે કાગજનાં પડ પકડી કાપવાં. એ ગલાંનો આકાર પીઠનાં ગલાંનો છે. હવે પછવાડેનાં બે પડ છુટાં કરી આગલાં બે પડ પકડી આગલું ગલું લાઈન પ્રમાણે કાપવું. ખભાંનો ભાગ છુટો કરવો નહી. હવે આખુ કાગજ ઉખેડીને જોશો તો આખો ચોક એકજ ટુકડામાં કપાયલો જણાશે, (જુઓ આકૃતી.) એજ કાગજ કપડાંપર મુકી કપડું કાપવું. ગમે તો ચોકને ખભાં આગલથી છુટા કરી વાપરવા. પણ સાંધાં વગરનો ચોક વધારે શોભશે. દરેક કાપપર ફરતી સીલાઇ રાખવી

ગલાંપર, સ્કર્ટની હેઠે અને બોહેપર ઝીણી લેસ મુકવી.

---

## બેબીનો ઝબ્બો (Wrapper).

ઝીણાં બચ્ચાંનો આ સુંદર ઝબ્બો કેશમીર અથવા ફ્લાનલનો બનાવવો. સફેદ યા કોઇબી ખુલ્લો શોભઇતો રંગ પસંદ કરવો. નીચેની દામણ શીવાય આ ઝબ્બાને કોઇબી બાજુથી સીવવામાં આવ્યો નથી.

**વેતરવાની રીત**—૨૬) યા ૨૭) ઈંચ પનેહનું ૨) વાર કપડું લઇ લંબાઇએથી એવડું કરવું. ઘડી ઉપલા ભાગપર રાખવી. પેહલાં એકવડું કાગજ લઈ તેપર કાપ કાહાડવો. ઉપલા ઘડીવાલા ભાગની કીનારીથી ૭ાા) ઇંચ નીચે ઉતરી, એક ઇંચ અંદર હઠી બોહેનો કાપ દોરવો. ત્યાંથી ૪ાા ઈંચ અંદર હઠી ૧) યા ૧ાા) ઇંચ ઉપર જઇ આડી લીટી દોરવી એટલે બોહે લંબાઇ તેમજ પોહલાઇએ પુરી થશે.

પછી બગલનાં ખાંચામાંથી થઈ બાજુનાં કાપ માટે લાઇન દોરો એવી રીતે કે છેક નીચે સુધી તેની અણી આવે નહી. નીચલા ભાગથી સુમારે આંઠથી દશ ઇંચ ઉંચે રહે તેમ દોરવી.

બીજી બાજુનો કાપ તથા બાંહે બરાબર એજ મુજબ ચીતારવી. એક બાજુ કાપી કાગજને વચ્ચેથી ઘડી કરી તેનાં અડસટાએ બીજી બાજુ કાપશો તો બંને તદ્દન બરાબર આવશે.

ગલું—આગલું ગલું વચ્ચેથી ૩ા) ઇંચ નીચે ઉતરી વચ્ચેની લીટીથી બંને બાજુએ ૨) ઈંચ હઠી ગોલ આકાર દોરવો.

પીઠનાં ગલાં માટે ૧) ઈંચ હેઠે ઉતરી ઉપલાંજ ખુણાંમાંથી આકાર દોરવો. કપડું કાપતી વેલા તેનું ઉપલું પડ અલગ પકડી આગલી મેરનું ગલું કાપવું અને પછવાડેનાં પડપર પીઠનું કાપવું.

કપડું વેતરતી વેલા લંબાઇએ કપડાંની ઘડી કરી તેનાં બંને નીચલા છેડાપર ટાંચણી મારવી જે હઠી ન જાય અને કાગજનો કાપ બરાબર ઉપર ગોઠવી તેને કપડાં સાથે ટાંચણી મારવી. પછી પેનસીલ વડે અલગ આકાર ચીતારવો. સીવામણ વધારે રાખવાની જરૂર નથી.

ગલું, બાંહેની ફરતી કીનારી, બાજુનાં કાપોની કીનારી તેમજ વચ્ચેની ખુલ્લી બાજુઓપર કગણુવાલાં ઝીણાં આરકાં ચીતારી તેપર બતન હોલ કરવાં. જે રંગનુ કપડું હોય તે જાતનાં રેશમે સફાઇથી બનાવવાં. જો બતન હોલ નહીં કરવાં હોય તો કીનારી ૦।) યા ૦ા) ઇંચ જેટલી અવરી બાજુએ વાલી ફાંકીને તેપર ' ફેધર સ્તીચ " યા કોઇબી ફેનસી તાંકાએ ભરવું. ગલાંની કીનારી વાલતી વેલા તેપર થોડે થોડે છેટે આડા કાપ મુકવા, નહી તો ખોલ આવી ગલાંનો ઘાટ બગડી જશે.

નીચેની દામણુ ૪) ઇંચ વાલી તેપર " ફેધર સ્તીચ" કરવા. ફરતી કીનારીપર બતન હોલ કરો તોપણ નીચેની દામણુપર તો " ફેધર સ્તીચ " યા કોઇબી ફેનસી તાંકાએ ભરવું.

બતન હોલની કીનારીથી થોડેક દુર બાંહે તેમજ ગલાંપર રેશમે કાંઇબી ભરતકામ કરશો તો ઘણી શોભા આપશે. (જેમ ઝભલાંની બાંહે અને ગલાંપર ભરતકામ કરવામાં આવે છે તેમ).

ગલાંનાં બંને છેડાપર તેમજ સુમારે સાત યા આઠ ઇંચ હેઠે ઉતરી રીબીનનાં ટુકડાં તાંકવા તેમજ બગલનાં ખાંચાથી સુમારે સાત

સાત ઈંચને છેટે ચાર ટુકડા બાજુનાં કાપપર આગલી મેર તેમજ પીઠપર તાંકવાં. નીચેથી સુમારે ૮) ઈંચ જેટલો ભાગ ખુલ્લો રાખવો. બંને બાજુનાં કાપપરની રીબીન "બો" કરી બાંધેલી રાખવી. ગલાં તરફની ખુલ્લી રાખી ઝભ્ભો પેહરાવતી વેલા બાંધવી. (જુઓ આકૃતી). આ ઝભ્ભો ઠંડીનાં દીવસમાં બચ્ચાંને ગરમ રાખવા માટે કપડાંની ઉપર પેહરાવવામાં આવે છે. જો વધુ ગરમ જોઇએ તો અંદર ગરમ યા રેશમી અસ્તર આપવું.

---

## છોકરાઓનો પીનેફોર.

આ પીનેફોર બેથી ત્રણ વરસનાં છોકરા માટે છે, જે માટે ૩૨) ઈંચિ પનેહનું ૧ાા) વાર કપડું જોઇશે.

આ પીનેફોરનો કાંપ ૨૬ મે પાને બાલકોનાં ફ્રોકનાં મથાલાં હેઠલ જે સમજણુ આપી છે તે મુજબ કાપવો.

ફરક એટલો રાખવો કે સ્કર્ટવાલો ભાગ બેથી ત્રણ વરસનાં બચ્ચાંને આવે તેટલો લાંબો રાખવો; અને યોક પાંચથી છ વરસનાં બચ્ચાંનાં માંપનો લેવો કેમ જે એ પીનેફોર કપડાંની ઉપર પેહરવાનો છે જેથી છાતી આગલનો ભાગ મોટો જોઇશે.

બતન પીઠપર આવશે. તેની બંને પટી માટે ૧ાા) ઈંચ કપડું વધારે રાખવું. ૦ાાા) ઈંચ પટી, ૦ા) ઈંચ સીવામણ અને ૦ાા) ઈંચિ પટી એક બીજાંપર ચહડાવા માટે. કોલરનો કાપ કાહડવા માટે યોકનો અરધો ભાગ કાગજપર લઇ તેપર આકૃતી મુજબનો ધાટ ૨) થી ૨ાા ઈંચ ઉંડો ચીતારવો. આગલાં તેમજ પીઠનાં ગલાંપર આકૃતી મુજબ ખાંચ રાખવી. કપડું કાપતી વેલા ૦ા) ઈંચિ ફરતી સીલાઈ રાખવી.

**સીવવાની રીત**—જેમ (ચોપડીનાં) ૩૦ માં પાનાં હેઠે આપી છે તેમજ છે, ફેર એટલો કે બોંહેનાં ગાલાપર પટી મુકવી અને સ્કર્ટનાં ભાગપર ગેધરને બદલે "બોક્ષ પ્લીટ" મારવી. આગલી બાજુ ૩) "બોક્ષ પ્લીટ" આવશે અને પીઠનાં દરેક ભાગપર બે આવશે.

કમ્મરનો પટો ૨૬) ઈંચ લાંબો અને ૩) ઈંચ પોહોલો જોઇશે. પટાની લંબાઇ સીવ્યા પછી ૨૪॥) ઈંચ રેહશે. તેને આગલી બાજુએ વચ્ચેની "બોક્ષ પ્લીટ" પર ચોકની લાઇનથી ૧૨) યા ૧૩) ઈંચ હેઠે ઉતરી ફાંકવો અને પટાની પોહલાઇએ બખ્યાની બે હાર મારી તાંકી લેવો.

કોલર લગાડી પીનેફોર તૈયાર કરવો.

કોલરની કીનારી, ચોકની કીનારી, સ્કર્ટની હેઠેની દામણ અને પટાની બંને કીનારીપર "ફેધર સ્તીચ" કરશો તો શોભામાં વધારો થશે. બોંહેનાં ગાલાપર લેસ મુકવી.

નીચલો કોઠો બચ્ચાંનાં ફ્રોકનાં જુદા જુદા ભાગોનું માંપ ઉમ્મર પ્રમાણે કેટલું હોવું જોઇએ તે બતાવે છે.

| | ૧ થી ૨ વરસ. | ૩ થી ૫. | ૫ થી ૮. | ૮ થી ૧૦. | ૧૦ થ |
|---|---|---|---|---|---|
| આગલો ભાગ અને પીઠ | ૧૮ × ૨૭ | ૨૨ × ૩૦ | ૨૮ × ૩૨ | ૨૮ × ૩૬ | ૩૦ × ૪૦ |
| બોંહે | ૧૨ × ૧૪ | ૧૬ × ૧૬ | ૧૮ × ૧૮ | ૧૯ × ૧૯ | ૨૧ × ૨૦ |
| છાતીનું માંપ | (૮ ઈંચ હોય તો) | (૯ ઈંચ) | (૧૦ ઈંચ) | (૧૧ ઈંચ) | (૧૨ ઈંચ) |
| ચોક | ૧૩ × ૯ | ૧૪॥ × ૧૦ | ૧૬ × ૧૧ | ૧૭॥ × ૧૨ | ૧૯ × ૧૩ |

બચ્ચાંનાં શરીરનું માંપ લેવા ન બને તો ઉપલા કોઠા મુજબ ઉમ્મર અને કદ ધ્યાનમાં રાખી વેતરવાથી દરેક કાપ તેનાં પ્રમાણ મુજબ બરાબર આવશે. કોઇપણ જાતનાં સાધારણ ફ્રોક માટે ઉપલું માંપ ચાલશે.

---

# પ્રકરણ ૪ થું.

---

## બાળકોના ફ્રોક.

આ ફ્રોક મોટાં બચ્ચાંને લાયકનો છે. ત્રણ ચાર વરસનાં બચ્ચાંથી બાર વરસ સુધીની છોકરીઓ એવા ફ્રૉક પેહરી શકેછે. નીચે આપેલું માંપ ૬) થી ૭) વરસનાં બાળક માટે છે.

ચોક બરાબર બંધબેસ્તો લાવવા માટે પેહલાં બાળકની છાતીનું માપ લેવું. જેટલું માંપ હોય તેને અરધે ભાગે ચોંકની લંબાઇ રાખવી. કાગજની પોહલાઈ માપ કરતાં ૦॥) ઇંચ વધારે રાખવી, અને પીઠ માટે તે કરતાં ૦॥।) ઇંચ વધારે રાખવું, જે બટનની પંટી માટે રેહશે. પીઠ અને આગલો ભાગ છુટો કરવો. જો ચોક એકજ ટુકડામાં રાખવો હોય તો બંને ભાગો છુટા કાપ્યા પછી ખભાં આગલથી જોડીને કપડાંપર મુકી કપડું કાપી જવું. આગલો ભાગ તદન સીધો રાખવો અને પછી બંને ખભાં સાથે જોડી મુકશો તો પીઠ વાંકી આવશે. તેમજ મુકી કાપવું. યા તો લાંબા ઝભ્ભા માટે જે ચોક કાપ્યા છે તે મુજબ કાપવો.

જ્યારે સ્કર્ટને બૉડીસ સાથે જોડો ત્યારે આગલી બાજુએ બગલની બેઉ બાજુપર ૦॥।) ઇંચ જેટલું કપડું સાદું રાખવું એટલે તેટલા ભાગપર ગેધર કરવી નહીં. પીઠપર બગલની બંને બાજુએ ૧।) ઇંચ જેટલું કપડું સાદું રાખવું એટલે ત્યાં ગેધર કરવી નહી.

બાંહે જોડતી વખતે સ્કર્ટનાં બગલનાં સાંધાથી ૧॥) ઇંચ (આગલી બાજુએ) દુર બાંહેનો સાંધો લગાડી જોડવું.

## છોકરીઓના ફ્રોકની બૉડીસ.

ઉપલો નમુનો ૯ થી ૧૧ વરસની છોકરીની બૉડીસનું અસ્તર કેમ કાપવું તે બતાવેછે. એ બૉડીસ સાથે સ્કર્ટ જોડવામાં આવશે.

બૉડીસ શરીરપર બરાબર બંધબેસ્તી બનાવવા માટે પેહલાં છોકરીઓનાં શરીરનું બરાબર માંપ લેવું જોઇએ. માંપ લેતી વેલાએ ટેપ ઢીલી પકડવી જોઇએ. નાની છોકરીઓનું કોઇબી માંપ તંગ લેવું નહી. નીચલાં માંપ અગતનાં છે.—

**૧. કમ્મરનું માંપ**—કમ્મરની આસપાસ ટેપ મુકી ફરતું માંપ લેવું.

**૨. છાતીનું માંપ**—બગલની હેઠેથી બરડાપરથી થઇ છાતીનું ફરતું માંપ લેવું.

**૩. પીઠની લંબાઇનું માંપ**—આ માંપ માટે કમ્મરને ફરતી એક પટી બાંધવી પછી ટેપને ખભાંપર ગલાં આગલથી પકડી પેલી પટીની નીચે સુધી માપ લેવું (આ વેલા સીધું ટટાર ઉભું રહેવું.)

**૪. બાંહેનું માંપ**—આ માંપ માટે હાથ ઉચો રાખી કોણી આગલથી વાલવો. ટેપ ખભાંના ઉપલા હાડકાં આગલથી પકડી કોણીપરથી થઇ કાંદી સુધી માંપ લેવું.

સારા ઉધરભાવની એક આઠથી દશ વરસની ઉમ્મરની છોકરીનું કમ્મરનું માપ ૨૪) ઇંચ, છાતીનો ઘેરાવો ૨૭) ઇંચ, પીઠની લંબાઈ ૧૨ ઇંચ અને બાંહેની લંબાઈ ૧૬) ઇંચ હોય છે. આપણી આકૃતી ઉપલાં માંપ મુજબની છે. હવે પીઠ કાપવા માટે ૧૨) ઇંચ લાંબું (કારણ પીઠ ૧૨ ઇંચ લાંબી છે) અને ૬ ઇંચ પોહલું એક કાગજ કાપો. ૭ ઇંચ પોહલાઇ શું કારણથી લીધી તે આપણે જોઇએ. જેટલું છાતીનાં ઘેરાવાનું માપ હોય તેનો અરધો ભાગ કરવો. પછી તેમાંથી પીઠ અને પેસનાં એવી રીતે ભાગ કરવા કે પીઠ કરતાં પેસ ૧ાા) ઇંચ વધારે મોટો આવે એટલે આખા માંપમાં ૩) ઇંચનો ફેર આવશે. જેમકે અહીંઆં આપણે છાતીનો ઘેરાવો ૨૭) ઇંચ લીધો છે, તેનું અરધું માંપ ૧૩ાા) ઇંચ થાય. હવે ૧૩ાા) ઇંચમાંથી ૧ાા) ઇંચ કાહડી નાંખીએ તો ૧૨) ઇંચ રહે તેના બે સરખા ભાગ કરીએ તો ૬) ઇંચ થાય તે પીઠ માટે રાખવા. બાકીના ૬) ઇંચમાં પેલા કાહડી નાંખેલા ૧ાા) ઇંચ મુકીએ તો ૭ાા) ઇંચ થાય તે પેસ માટે રાખવા. હવે પીઠનું કાગજ ૧૨×૬ ઇંચ થશે તે

કાપી તેની આકૃતી મુજબની ઘડી કરો. લંબાઇએ ૮) ચોકઠાં અને પોહલાઇએ ૪) આવશે. ઉપરનાં ભાગપર દાબા હાથપરનું પેહલું ચોકઠું લઇ તેની લંબાઇએ ત્રણ ભાગ કરી પેહલાં ભાગપર ક નીશાની કરી તેજ ચોકઠાંનાં જમણાં હાથનાં ઉપલાં ખુણામાં બીજી નીશાની મુકી ગલાંનો કાપ દોરો. પછી ગલાંને લગાડી તેની પાસેના બીજા ચોકઠાંનાં નીચલાં ખુણાંમાંથી થઇ સેહેજ બાહર આવે (સુમારે ૦ાા ઇંચ) તેમ બીજી આડી લાઇન દોરો, તે ખભાંની લાઇન થશે. હવે લંબાઇના અરધા ભાગ સુધી બોંહેનો ગાલો ચીતારો. જમણાં હાથપર હેઠેનાં ચોકઠાંની પોહલાઇની લાઇનનાં ત્રણ સરખા ભાગ કરી પેહલા ભાગપર ખ તાંપ મુકી બગલ આગલથી તે તાંપ જોડી નાંખો એટલે બગલની હેઠેનો કાપ આવશે. આકૃતી મુજબ કાપ કાપી નાંખવો.

**પેસ**—કાગજ ઉપલી ગણત્રી મુજબ ૧૨×૭ાા ઇંચ લેવું. પીઠની માફક સર પાડી ચોકઠાં બનાવવાં. પેહલાં ગલું ચીતારવું. ઉપલાં જમણાં ખુણાંપરથી ૧$\frac{3}{4}$ ખાંચા હેઠે ઉતરી ક નીશાની કરવી. એજ ઉપલાં ખુણાંપરથી દાબી મેર ૧ા) ખાંચો હઠી ખ નીશાની કરી, ક, ખ ગલાંનો દાબરો ચીતારો. હવે દાબા હાથનાં ઉપલા ખાંચાની લંબાઇ તેમજ પોહલાઇની લીટીનાં ૦ા) ભાગપર નીશાની કરી ત્યાંથી બે લાઇન દોરો જે ગ નીશાની આગળ મલશે. ગ, ખ જોડો. એ ખંભાની લીટી છે. ઘ, ચ ચોકઠાંની પોહલાઇનાં ૦ા) ભાગપર છે, છ પેસની લંબાઇનાં અરધે ભાગે છે. ગ, ઘ, ચ, છ બગલનો ગાલો દોરો. નીચલાં જમણાં ખુણાંપરથી આખી કમ્મરના માંપનો ૦ા ભાગ માંપીને જ નીશાની મુકો. છ, જ જોડો. તે બગલની હેઠેનો બાજુનો કાપ છે. કેટલીક વેલા કમ્મર છાતીનાં ઘેરાવા જેટલી મોટી હોય છે તો એ માંપ એકદમ ખુણાંમાં આવી જાય છે. તેમ થાય તો આડકત્રી લીટી દોરવાની જરૂર નથી. સીધી લીટી જેમ છે તેમજ રેહવા દેવી, પણ જો તેથીબી મોટી હોય કે જેમ વારંવાર બચ્ચાંઓમાં બને છે તો પેસનાં આગલા ભાગપર મીડાંની લાઇન બાહર કાહડી દોરી છે તેમ દોરવું. વલી પીઠની લંબાઇ કરતાં પેસની લંબાઇ આગલી બાજુથી લાંબી રહે છે માટે જેટલા ઇંચ લાંબી હોય તેટલું માંપ લઇ આકૃતીમાં મીડાંની લાઇન મુજબ બાજુનાં કાપ સાથે મેલવી લેવું. હવે પેસ અને પીઠ બંને ખલાસ થઇ છે તે લાઇન મુજબ કાપી કાહડવી.

આ કાપનું ગલું ઉચું આવશે તે જો વધારે નીચું જોઇતું હોય તો પેસપર ક આગલથી ૦।) યા ૦।।) ઇંચ યા તેથીબી વધારે જેટલું જોઇએ તેટલું નીચે કરવું. આ બૉડીસ પેટીકોટની બોડીસ માટે પણ કામ લાગશે. તે માટે જો ગલું વધારે નીચું જોઇએ તો મીંડાની લાઇન મુજબ કરવું.

બોંહે જો લુઝ જોઇતી હોયે તો બચ્ચાનાં ફ્રોક માટે આગલ બતાવી ગયાં છે તે મુજબ કાપવી. પણ જો તાઇટ જોઇએ તો નીચે આપેલી આકૃતી મુજબની બનાવવી.

પહેરનારનાં હાથનું ઉપર લખવા મુજબ માંપ લેવું. તેમ જો બની નહી શકે તો પેસની લંબાઈ કરતાં ૧¾ લંબાઇ વધારે લેવી.

પોહલાઇ માટે પહેરનારનાં બગલનાં ગાલાનું ઢીલું માપ લેવું. અને તેનો અરધો ભાગ કરી કાગજની પોહલાઇ તેટલી રાખવી. જો માપ નહી લેવાઈ શકાય તો છાતીનાં ઘેરાવાનું જે માપ હોય તેનો ચોથો ભાગ લેવો. આકૃતીમાં બોંહેની લંબાઇ ૧૬) ઇંચ અને પોહલાઇ ૬।।) ઇંચ રાંખી છે. એ માપનું કાગજ લઇ તેની ઘડી કરી લંબાઇએ ૮) ભાગ અને પોહલાઇએ ૪) કરો અને બોંહેનો ઉપલો ભાગ ક, ખ, ગ ચીતારો. ઉપલા દાબા ખુણાં-પરથી ૧।।) ખાંચો હેઠે ઉતરી ક નીશાની કરો ઉપલી પોહલાઇની લાઇનની અધવચે ખ જમણાં હાથપરનાં ઉપલા પેહલા ખાંચાની લંબાઈનાં ¾ ભાગે ગ. હવે કાંદીનો ભાગ લેવો. જ દાબા હાથનાં હેઠેનાં પેહલા ખાંચાંનાં ઉપલાં ખુણાંપર, ઝ નીચેની પોહલાઇએ બરા-બર વચમાં. જ, ઝ, જોડી નાંખો તે કાંદીનો ભાગ થશે. બોંહે કાપીને સીવ્યા પછી એ ભાગની પોહલાઇ જો પુરતી નહી માલમ પડે તો જ આગલથી જરા ૦।) થી ૦।।) ઈંચ યા તે કરતાંબી વધારે લાઇન બાહર કાહડવી અને પછી જેમ જ, ઝ ની અધવચે વચલી લાઇનની તાંપ મુકી છે તેમ તે વધારેલી લાઇનની અધવચે મુકવી એટલે કાંદીનું અરધું માપ આવશે. એજ અરધું માપ કોણી આગલથી માંપી વચલી લાઇનપર મુકવું અને તેજ મુજબ ઉપર પણ મુકી વચલી લાઇન દોરી જવી. એ ખુલાસો કાંદીનો ભાગ વધારવો હોય તો તે માટે છે.

નહી તો આકૃતી મુજબ કાંદીની લાઈન દોરી કોણી માટે માંપ મુકો. એ તાંપ મુકત્રા પેહલાં કોણીનું માપ લેવું જોઇએ. જો તેમ નહી બની શકે તો કાગજની જેટલી લંબાઈ લીધી હોય તેનાં પાંચ સરખા ભાગ કરવા જેમકે કાગજની લંબાઈ ૧૬) ઇંચ છે તો એક એક ભાગમાં સવાત્રણુ ઇંચમાં સેહેજ ઓછું આવશે ઘણાં ઝીણાં વીભાગો છોડી દેવા તેથી કાંઇ સીવામણુમાં ફેર પડશે નહી. યાને ટેપનું માપ *લઇ તેને વાલીને પાંચ ભાગ કરવા તે વધારે સેહેલ પડશે. હવે ઉપલા પાંચ ભાગમાંથી જમણાં હાથની નાંકેની લાઈનપર છેક ઉપરથી ત્રણુ ભાગ છોડી તાંપ મુકવી એટલે ૯ાા) ઇંચની સેહજ અંદર એક તાંપ મુકવી. પછી જ થી કોણીપરની તાંપને સીધી લાઇન દોરી જોડવી. હવે દાબા હાથપરની લાઇન લેવો. ક અને જ નું માંપ લઇ બરાબર અધવચે એક તાંપ મુકો અને જે ચોકઠાંપર એ તાંપ આવે તે ચોકઠાંનાં પોહલાઇએથી ત્રણ ભાગ કરી, કાગજની દાબી ઞીનારીથી $\frac{2}{3}$ ભાગે ઘ નીશાની કરવી. જ, ઘ, ક જોડી નાંખો ગ થી સીધી લાઈનપર ૧$\frac{2}{3}$ ખાચો પોહલાઇએ છોડી ટ નીશાની કરવી. ક, ટ જોડી નાંખો કોણીપરનાં ખુણાંને મીડાંની લાઈનથી ઘ સાથે જોડો ટ થી એક લીટી આ મીડાંની લીટીને અઠડે તેમ દોરો અને ત્યાંથી બીજી લીટી કાંડીની લીટીની અધવચે દોરો, મીડાંવાલી લીટીપર જે લાઇનો જોડાય છે ત્યાં ખુણાંવાલો આકાર બનશે. એવાં ત્રણ ખુણાંઓ થશે તેને ગોલ કરી નાંખવાં. ક, ટ લાઈનનાં અડસટાએ એક ગોલ વાંક દોરો. હવે નીચે મુજબ બે કાપો છુટા કાહડવા. પહેલાં મોટો કાપ કાપી તેપર નાના કાપની જે આકૃતી રેહશે. તે બીજા કાગજપર કાહડવી. તે માટે તલીએ એક બીજું કાગજ મુકી તેની સાથે મોટો કાપ પીન કરવો અને નાના કાપની પેનસીલની લાઇન પ્રમાણે તેપર કાતરની અણી મારી જવી અથવા તાંચણીએ આંધરા પાડવાં. પછી પીન કાહડી લેવી એટલે નીચેનાં કાગજપર નાનાં કાપની આકૃતી મુજબનાં આંધરા પડેલાં માલમ પડશે તેપર પેનસીલે લાઇન મારી જવી અને તે લાઈન મુજબ કાપ કાપી કાહડવો.

**સીવવાની રીત**—આ કાપો બોડીસનાં તેમજ બોંહેનાં કપડાં-પર મુકી કાપતી વેલા બધી બાજુએથી ફરતી સીલાઈ રાખવી. કપડું

દબલ રાખી કાપવું. કપડાંની લંબાઇએ કાપની લંબાઇ ગોઠવવી. ૩૦) ઇંચ પનેહનું ૪ા) થી ૫) વાર કપડું જોઇશે. દબલ પનેહ હશે તો ૨ા) થી ૩) વાર જોઇશે. પીઠ અને પેસપર ટક લેવી હોય યાને ગેધર કરવી હોય તો તે માટે જોઇતું કપડું વધારે રાખવું. જુઓ આકૃતીઓ. એમાં જે મીંડાંની લાઇન દીસે છે તે અસ્તરપર રાખેલી સીલાઈ છે. બાહેરની લાઇનિ તે ઉપલું કપડું છે. પેહલાં કાપ મુકી મીંડાંની લાઇન મુજબ અસ્તર કાપવું. પછી અસ્તરપરથી ઉપલું કપડું કાપતી વેલા પેહલાં જોઇએ એટલી કપડાંની પોહલાઇ અને લંબાઇ રાખી સીધો કટકો ફાડી લેવો અને તેપર ટક, પ્લીટ, યા ગેધર જે જોઇએ તે ગોઠવી તૈયાર કરી તેપર અસ્તર ગોઠવી તે મુજબ કાપવું. ટક મારયા આગમજ ગલું, ખભું યા બીજી બાજુ કાપવી નહી. પેહલાં અસ્તર સાથે કયડાંને ફાંકી જવું. ગેધર યા ટક ગલાં યા ખભાં જ્યાંબી એસાડવી હોય ત્યાં બરાબર એસાડી અસ્તર સાથે ફાંકી લેવું. બરાબર થયા પછી સંચાપર મુકવું બતનની પટી પીઠપર એક ઇંચ પોહલી રાખવી. બોડીસ તૈયાર થયા પછી તેનાં નીચલા ભાગ સાથે સ્કર્ટ જોડી નાંખવું. જો કેમ જોડવાનું તે સમજ નહી પડે તો એકુ તૈયાર સીવેલો ફ્રોક લઈ તેમાં જોઇ તે મુજબ કરવાની કોશેશ કરવી. સ્કર્ટ માટે જેટલી લંબાઇ જોઇએ તેટલી લંબાઈનાં પનેહનાં બે યા ત્રણ ટુકડા લેવા. પોહલાઇનો આધાર ઘેરાવો જેટલો રાખવો હોય તેપર રેહશે. પછી તે ટુકડાને જોડી નાંખી નીચે ટક મારી પોહલી દામણ સીવવી. કમ્મર આગલથી ફરતી પોહલી પ્લીટ મારી બોડીસનાં અસ્તર બરાબરનો ઘેરાવો રાખી જોડી નાંખવું.

**બાંહ્ય**—તે પણ પેહલાં અસ્તરની કાપી કપડા સાથે બેઉ ભાગો ફાંકવા. પછી આકૃતી ૪ થીમાં નાના ભાગની ક, ખ લાઇનિ છે તેને મોટા ભાગની ક, ખ લાઇનિ સાથે જોડી નાંખવી. પછી જ, ઝ લાઇનો જોડવી. તે એવી રીતે જોડવી કે જ, આગલથી કોણી×સુધી ફાંકવી અને ઝ આગલથી કોણી×સુધી ફાંકી જવું. × આ નીશાની આગલ બંને બાજુએ થોડા ખાંચો સુમારે એક ઇંચ જેટલો નાના કાપમાં રેહવા દેવો. મોટા કાપપર કપડું વધારે રહેલું માલમ પડશે તેની ઝીણી ઝીણી ગેધર લઈ નાનાં કાપનાં ખાંચામાં બેસાડી ફાંકી

જવું. હવે ક, ખ સાંધા આગલથી બાંહેને સીધી રાખી તેબલપર મુકી જોશો તો મોટા ભાગપરનો જ, ઝ સાંધો ફેરવાઇને નાનાં ભાગપર બેઠેલો માલમ પડશે. બાંહેમાં ફાંકતી વેલા જરાબી ખોલ નહી આવવી જોઇએ. બરાબર થયા પછી સંચાપર મુકી દેવી.

બોડીસ સાથે બાંહે જોડતી વેલા ક, ખ, સાંધાને પેસનાં બગલનાં કાપથી ૨) યા ૨॥) ઇંચ દુર રાખી ગાલામાં ફાંકી જવી. ફાંકતી વેલા જોવું કે બાંહેનો ઉપલો ભાગ આગલી બાજુએ એટલે ખભાંપર અને નીચલો નાના કાપવાલો ભાગ બગલની બાજુએ હેઠે આવે છે કે નહી. જો તેમ નહી હશે તો બાંહે ઉંધી આવશે. તે બરાબર જોઇને લેવું દાબી જમણી બાંહે ભેલાય નહી તેની સંભાલ રાખવી. જો ગાલા કરતાં બાંહે મોટી હોય તો ખભાંની બંને બાજુપર સેહજ ગેધર લેવી. ફાંકીને પેહરાવી જોવી. હાથ સીધો લાંબો કરી જોવું કે બરાબર અંગોઠાની સીધી લીટીમાં બાંહેનો ક, ખ, સાંધો આવે છે. જો તેમ આવશે તો બાંહે બરાબર જોડાયલી હશે. તે સાંધો જો હેઠે ઉપર ખસી ગયો હશે તો બાંહે પહેરયા પછી ખેંચાયા કરશે માટે જો એ સાંધો બરાબર નહી હોય તો તે કયાં આવવો જોઇએ તે જગાપર બરાબર તાંચણી મારી બાંહે ફાંકેલી ઉખેડી પાછી ફાંકવી. ઉપર લખ્યું છે કે બાંહેનો સાંધો બગલનાં કાપથી ૨) યા ૨॥) ઇંચ દુર રાખવો. તે ચોકસ કયા માપે રાખવો તે પહેરયા પછી માંલમ પડશે. માટે હમેશાં સાંચો મારયા આગમજ બાંહે ફાંકીને પહેરી જોવી અને તે માપ નોંધી લેવું. હવે સઘલું બરાબર થયા પછી જોઇએ તે મુજબ ગલાંપર, હાથપર લેસ મુકવી.

---

## છોકરીઓનો પેટીકોટ.

આ પેટીકોટમાં સ્કર્ટ અને બોડીસનો આગલો ભાગ સલંગ એકજ ટુકડામાં રાખવામાં આવ્યો છે. જયારે બોડીસની પીઠના બે ટુકડા તેમજ સ્કર્ટનો પછવાડેનો ભાગ અલગ છે. ઘણું કરીને આખી બોડીસ છુટી સીવી તેને સ્કર્ટ સાથે ફરતી જોડી નાંખવામાં આવેછે અને સાંધા ઉપર પટી મુકવામાં આવેછે પણ તે રીત કરતાં ઉપલી

વધારે સારી લાગેછે, અને તે બનાવવાની રીત પણ સેહલી પડેછે. ગયા પ્રકરણમાં ફ્રોકની બોડીસ આપી છે તે બોડીસનાં કાપ વાપરવા. એ પેટીકોટ ફાઇબી કપડાંનાં બનાવી શકાશે. તે માટે કેટલું કપડું જોઇએ તે કપડાંના પનેહપર આધાર રાખેછે. પેહલાં ખભાંથી તે જેટલો નીચો પેટીકોટ જોઇતો હોય તેટલું નીચે માપ લેવું. તે ઉપરાંત સીલાઇ, દામણુ, ટક અને જો ફ્રીલ રાખવી હોય તો તે સઘલાંની ગણત્રી કરી ઉપલાં માપમાં ઉમેરવી. આ માપ જે આવે તે કરતાં બેવડી લંબાઇનું કપડું જોઇશે.

એટલે ૩૦ ઇંચ પનેહનું કપડું ૧॥।) થી ૨) વાર, આંઠ, નવ વરસની ઉંચા કદની એટલે ૪) ફીટ ઉંચી છોકરી માટે જોઈશે.

ઉપલી આકૃતીમાં એક વાર કપડાંને પનેહમાંથી બેવડું કરી મુકયું છે. તેપર બોડીસનો પેસ ગોઠવી ટાંચણી મારવી. મીડાંવાલી લીટી બોડીસનો નીચલો ભાગ યા કમ્મર બતાવે છે. કમ્મરથી ઘડી વાલી કીનારીપર નીચે સુધી માંપ લઇ તે માંપ કમ્મરનો બીજો છેડો જયાં × આવી નીશાની છે ત્યાંથી નીચે કોરેકોરની કીનારીપર માંપીને મુકવું જયાં બીજી × આવી નીશાની કરવામાં આવી છે. એ બંને ચોકટીઓની વચ્ચે આકૃતી મુજબ બાજુનો કાપ દોરવો અને તળી-એનાં ભાગને ગોલાસપર લઇ ધીમે ધીમે સીધી લાઇન સાથે મેલવી દેવો. ધ્યાનમાં રાખવું કે એ નીચલો ઘેરાવો છાતીની પોહલાંઈનાં માપ કરતાં ઓછામાં ઓછો દબલ હોવો જોઇએ. આપણાં પેસના કાપમાં છાતીની પોહલાઇ ૭॥) ઇંચ રાખી છે, માટે સ્કર્ટનો નીચલો ભાગ ૧૫) ઇંચ હોવો જોઇએ. સાઇડનો કાપ દોરતી વેલા નીચેથી કોરે-કોરપર થોડો ભાગ એટલે જેટલો દામણુ અને ટકમાં વલાય એટલો ભાગ સીધો રાખવો. તેમ કરવાથી દામણુ વાલતી વેલા ખોલ આવશે નહી. બધી બાજુએ ફરતી સીલાઈ રાખી આકૃતી મુજબ કાપવું.

ગલાં તથા બગલનાં ગાલાની સીલાઈ ૦।) ઇંચ.
બગલ હેઠેનાં કાપ તથા ખભાંની સીલાઈ ૦।।।) ઈંચ.
પીઠપર બટનની પટ્ટી આગળ સીલાઈ ૨) ઇંચ.
પીઠનાં નીચલાં ભાગપર સીલાઈ ૦।) ઈંચ.

સ્કર્ટની હેઠે દામણુ તથા ટક માટે સીલાઈ જેટલી જોઇએ એટલી.

પીઠનાં જે ભાગપર હોલ કરવાનાં હોય તે ભાગપર ૨) ઇંચ પટીની જરૂર પડશે નહી માટે કાપ પ્રમાણે કપડાંપર જે સીધી લાઇન દોરી હોય (જુઓ આકૃતી ) તે લાઇનપરથી સર પાડી ૧।) ઇંચ માપી બાકીનું કપડું ફાડી નાંખવું. બીજા પીઠનાં ભાગપર બટન આવશે તે પટી હોલવાલી પટીની બરાબર હેઠે જશે માટે તે પટી કાપની લાઈનથી આશરે ০ાા) ઇંચ માપી ત્યાં બીજો સર પાડવો અને આ સર આગલથી બાકીનું કપડું નીચે વાલી લઇ પેલી પેનસીલે મારેલી કાપની લાઇન છે તેના અડસટે ફાંકી જવી.

સ્કર્ટનો પછવાડેનો ભાગ ઉપલા આગલનાં ભાગ કરતાં ০।) ઇંચ લાંબો રાખવો. એ ০।) ઇંચ ગેધર કરી પીઠ સાથે જોડતી વેલા દબાશે. પોહલાઇએ એટલોજ એટલે સીધો પનેહજ રેહવા દેવો. લંબાઇનું માંપ લેતી વેલા આગલા ભાગપરની × × આ નીશાનીઓ વચ્ચેનાં કાપની લંબાઈ લેવી.

પીઠનો કાપ લઈ તે કપડાંપર ગોઠવી ઉપર મુજબ સીલાઈ છોડી કાપવી. પીઠ અને પેસ બંનેનું ગલું જોઇએ એટલું નીચે રાખવું. તેપર મુકવાની પટી આડકત્રાં કપડાંપરથી કાપવી એટલે બરાબર બેસશે અને ગલાંપર બોલ આવશે નહી. બગલનાં ગાલાનીબી પટી તેવીજ લેવી.

સ્કર્ટપર પીઠે બરાબર વચ્ચેથી સ્કર્ટની લંબાઇનાં ત્રીજા ભાગ જેટલો લાંબો કાપ મુકવો. આ કાપની બંને બાજુ બટનની જેમ પટી મુકીએ છીએ તેમ સીવી લેવી.

સ્કર્ટનાં પછવાડેનાં ભાગપર ગેધર કરી પીઠ સાથે જોડવો. કોરે કોર આગલથી ০ાા) ઇંચ જેટલો ભાગ બંને બાજુપર સાદો રેહવા દેવો. ઉલટી બાજુએ સાંધાપર સીધી પટી ગેધર સાથે સીવી લેવી અને પછી તેને બોડીસનાં ભાગપર વાલી ઓટી જવી. એથી સાંધો સફા-ઇદાર લાગશે.

ઉપર લખવા મુજબ કેટલીક વેલા બોડીસ અને સ્કર્ટ છુટા રાખી તેને સીવીને જોડવામાં આવે છે. એવા પેટીકોટ માટે સ્કર્ટનું કપડું

તદ્દન સીધું પુરતી લંબાઇનું રાખવું. પોહલાઇ માટે બે યા ત્રણ પનેહ (જેટલી પોહલાઈ જોઇતી હોય તે મુજબ) સીધા કટકા રાખી સાથે જોડી નાંખવા. ફરતી ગેધર કમ્મરપર કરવી અને બોડીસ સાથે જોડી નાંખવું.

---

## છોકરીઓનો નાઇટ ગાઉન.

આ નાઇટ ગાઉન ઉંચા કદની દશથી બાર વરસની ઉમ્મરની છોકરી માટે છે. એ માટે પેહરનારની લંબાઈ ગરદનપર ખભાંના સાંધા આગલથી નીચે જમીન સુધી માંપવી. તે માટે ૩૨) ઇચ પનેહનું ૩) વાર કપડું જોઇશે. જો લુઝ બાંહે કરવી હશે તો થોડું વધારે જોઈશે. (સુમારે ૫ ઇંચ).

૧૫) ઇંચ લાંબો ટુકડો યોક માટે ફાડી કાહડો.

બાંહે માટે ૧૬) ઇંચ લાંબો ટુકડો કાહાડો.

બાકી જે કપડું રહે તેનાં લંબાઇએથી બે સરખા ટુકડા કરી એક કટકો આગલા ભાગ માટે અને બીજો પીઠ માટે રાખવો દરેક ૩૮॥) ઇંચ લાંબો આવશે.

**આગલો ભાગ**—ઉપલા ટુકડામાંથી એક લઈ તેને દબલ કરવો. પછી પાસેની આકૃતી મુજબ ચીતારવો. **ક**, **ખ** વાલો સાંઇડનો વાંક કાપતી વેલા નીચેનાં ખુણાંપરથી એટલે **ખ** આગલથી સુમારે ૧॥) ઇંચ જેટલો કટકો સીધો કાપી પછી વાંક લઈ લેવો. એ કટકો સીધો રાખવાની મતલબ એ કે નીચેની દામણ વાલતી વેલા તે ભાગપર બોલ નહી આવે અને સીધો બેસે. જો ૦॥) ઇંચ દામણ પોહલી રાખવી હોય તો તેટલીજ પોહલાઈ પછવાડેથી વલશે અને ૦।) ઇંચ અંદર દાબવામાં જશે માટે ઉપર લખવા મુજબ ૧॥) ઇંચનો કટકો સીધો રાખવો.

**ગલાં આગલનો ખુલ્લો ભાગ**—એ માટે ઘડી વાલેલા ભાગપર છેક ઉપરથી ૧૨) ઇંચની લંબાઇએ કાપવું. ઘડી બોલ્યા પછી એ ૧૨) ઇંચવાલો ભાગ બરાબર વચ્ચે આવશે.

**પીઠ**—પીઠ બરાબર આગલા ભાગની માફકજ કાપવી. ફકત વચ્ચેથી કાપવી નહી.

**બાંહે**—૧૬) ઈંચ લાંબા અને ૨૮) ઈંચિ પોહલા ટુકડામાંથી કાપવી. (જુઓ આકૃતી).

બીશપ સ્લીવ કે જે આપણાં લોકો સાધારણ રીતે "જુઝ" બાંહેને નામે ઓલખે છે તેવી જો બાંહે કાપવી હોય તો તે માટે પાંચ છ ઈંચ કપડું વધુ જોઇશે તે ત્રીજી આકૃતી મુજબ કાપવી.

**આકૃતી ૨ જી પ્રમાણે બાંહે કાપવાની સમજ**—બાંહેની લંબાઈ ૧૬) ઈંચ અને પોહલાઈ બંને બાંહે મલી ૨૮) ઈંચ છે. એટલે લંબાઇ કરતાં બંને બાંહેની પોહલાઇનું સામટું માંપ ૧॥।) ગણું વધારે થશે. જો એ કરતાં નાનાં બચ્ચાંની એટલે ચાર પાંચ વરસનાં બચ્ચાંની બાંહે કાપવી હોય તો લંબાઇ કરતાં પોહલાઈ દબલ રાખવી. હવે પોહલાઈનાં એટલે ૨૮) ઇંચનાં પાંચ સરખા ભાગ કરી તેમાંનાં બે ભાગ ઉપરની લાઇનનાં દાબા હાથનાં ખુણાંપરથી માંપી એક તાંપ મુકવી. એજ લાઈનનાં જમણાં હાથનાં ખુણાંપરથી માંપીશું તો ત્રણ ભાગ રેહશે. હવે એની બરાબર હેઠેની સીધી લાઈનપર દાબા હાથનાં ખુણાંપરથી ત્રણ ભાગ જેટલું માંપ લઇ એક તાંપ મુકવી. એજ લાઇનપર જમણાં હાથનાં ખુણાંપરથી માંપીશું તો બે ભાગ આવશે. ઉપર અને હેઠેની બંને તાંપોને જોડી નાંખો એટલે વચ્ચે એક આડ-કત્રી લાઇન આવશે. દાબા હાથનાં ઉપરનાં ખુણાંપરથી ૨) ઇંચ હેઠે ઉતરી એક તાંપ મુકી તેને ઉપર મુકેલી તાંપ સાથે ગોલ ઘાટ કરી જોડી નાંખો એટલે કાંદીનો ભાગ દોરાશે. જેનું માંપ ૧૧) ઇંચ જેટલું થશે. એજ મુજબ જમણાં હાથપરનાં નીચેનાં ખુણાંથી ૨) ઈંચિ ઉપર માંપી એક તાંપ મુકી તેને નીચલા ઉ ભાગ સાથે જોડી બીજી બાંહેની કાંદીનો ગોલ આકાર કાહાડો. પછી બગલનો ગાલો ચીતારો. તે માટે દાબા હાથનાં નીચલા ખુણાંપરથી ૧॥) ઈંચિ ઉપર માંપી એક તાંપ મુકો, તે તાંપથી એજ સીધી લાઇનપર કાંદીની જે પેહલી તાંપ મુકી છે ત્યાંસુધી માંપ લેવો અને .જે માંપ આવે તેટલુંજ કાંદીની લાઇનનાં બીજાં છેડાપરની તાંપથી નીચે આડી વચ્ચેની

લાઈનપર માંપ લેવો. હવે નીચેથી ૧॥) ઈંચ છોડી જે તાંપ મુકી હતી ત્યાંથી આ છેલ્લી તાંપ સુધી ગોલ આકાર કાહડી બગલનો ગાલો ચીતારો. એનું માંપ ૧૭) ઈંચ આવશે. એજ મુજબ જમણી બાજુની ઓંહે ને બગલનો ગાલો ચીતારો. તે માટે જમણી બાજુના ઉપલા ખુણાંપરથી ૧॥) ઈંચ હેઠે ઉતરી તેજ લાઇનપર કાંદી માટે જે પેહેલી તાંપ મુકી છે તે સીધી લાઈનનું માંપ લઈ તેજ માંપ આડકત્રી લાઇનપર હેઠેથી માપીને મુકો. અને બંને તાંપો જોડી બગલનો બીજો ગાલો ચીતારો, તેનું માંપ ઉપર મુજબ ૧૭) ઈંચ થશે. હવે વચ્ચેની આડકત્રી લાઇન કાપી કાહડો એટલે બંને ઓંહે છુટી પડશે. પછી કાંદી તેમજ બગલની લાઇનપરથી બંને કાપો કાપી કાહડો. એ ઓંહે નાઇટ ગાઉનનાં ગાલામાં જોડતી વેલાએ એવી રીતે મુકવી કે તેનાં સાંધાપરનો આડકત્રો ભાગ હાથનાં હેઠલા ભાગપર આવે અને સીધો ભાગ ઉપલા ભાગપર આવે. એવી રીતે કપાયલી એક ઓંહે કપડાંની ચટી બાજુએ અને બીજી ઉલટી બાજુએ આવશે, માટે જે કપડાંની ચટી અને ઉંધી બાજુ ન જણાતી હોય તેવાં કપડાંપર એ રીતે કાપવું; અથવા તો બે નાઇટ ગાઉનની ઓંહે સાથે કાપવાથી બરાબર આવશે.

ઉપલી ઓંહે કાપવાની સેહલ રીત કાંઇપણ માપ લીધા વીનાં કાપવાની છે. તે જો ધ્યાનમાં રાખી કાપશો તો ઉપલાં માંપ શું આધારે લેવામાં આવ્યાં છે તે સમજ પડશે.

ઓંહેની જોઇએ એટલી લંબાઈ રાખવી. પોહલાઇ સેહજ વધારે યા ઓછી હશે તો ચાલશે. પનેહમાંથી કપડું કાપવુ નહી. પછી પોહલાઇએ પાંચ સરખા ભાગ કરવા. તેમાંથી બે ભાગ કાંદી માટે અને ત્રણ બગલનાં ગાળા માટે રાખી વચ્ચે આડી લીટી દોરવી. એ લીટીપરથી કાપીને બંને ઓંહેનું કપડું છુટું પાડવું. હવે જે લંબાઈ કોરે કોરવાલી સીધી છે તેને પેલી આડી લીટીપર બંને કીનારી સાથે પકડી સરખી ગોઠવવી. તેમ કરતાં માલમ પડશે કે કપડાંનો એક છેડો કાંદી તરફથી અને બીજો બગલનાં ગાલા તરફથી બાહર પડશે. કાંદી તરફનાં બાહર નીકલેલા ટુકડાને કાપી કાહડવો. તેનાં ઘડી

વાળેલા છેડાનાં ખુણાંપરથી અણી નીકલેલી માલમ પડશે. તે ૦૧) ઇંચ ઉપર જઈ ખુણું ગોલ કરી કાપવું. હવે બગલ તરફનાં બાહર રહેલાં કપડાંને એજ મુજબ કાપી, બગલનાં ખુણાંમાંથી એટલે સાંધાવાલી બાજુ તરફથી ૧૫) ઇંચ ઉતરી ઉપલી લાઇન સાથે કાપનો ઘાટ ગોલ કરી લેવો. એટલે બગલનાં ગાલાની લીટી એકદમ આડકત્રી નહી પણ ગોલાસપર દીસશે. નાની બોંહેમાં ખુણાંપરથી ૧) ઇંચિ ઉતરવું. એજ જાતની બોંહે માટીડાનાં શર્ટમાં થોડા ફેરફાર સથિ આપી છે તેની આકૃતી જોયાથી તુરત સમજ પડશે.

**ત્રીજી આકૃતી**—લુઝ બોંહેની છે. તે આકૃતીમાં જોઇ સીધા લાઇન મુજબ યા મીડાંવાલી લાઇન મુજબ કોઇબી રીતે કાપવી. સીધી લાઇને કાપવાથી નીચલા ભાગપર ઓછી ગેધર આવશે. મીડાં-વાલી લાઇન મુજબ વધારે ગેધર આવશે અને આખી બોંહે વધારે પોહલી લાગશે. જ્યારે પહેલી રીત મુજબ નીચેથી સાંકડી થશે.

**યોક**—આગલનો તેમજ પીઠનો યોક બંને એકજ ટુકડામાંથી કાહડયા છે, એટલે ખભાં આગલથી સાંધો આવશે નહી. એ સાંધા વગરનો યોક કાપવાની રીત અગાઉ બચ્ચાંનાં લાંબા ઝભ્ભામાં આપી છે (પાનું ૨૦ મું) તે જુઓ. આ યોકની લંબાઇ પણ ૪) ઇંચ રાખવી. પોહલાઇમાં ફેર આવશે તે માટે પહેરનારનું માપ લેવું. પહેલાં પીઠનો કાપ કાહડવો કારણ પીઠ બંધ આવશે અને આગલો ભાગ ઉઘાડો રેહશે. તે માટે પીઠના ગલાં આગલથી ૪) ઇંચિ હેઠે ઉતરી પીઠની પોહલાઇનું માંપ લેવું. નમુનામાં પીઠની પોહલાઇ ૧૨) ઇંચ લીધી છે. તે માટે પોહલાઇએ કાગજ ૧૫) ગણું વધારે જોઇશે એટલે ૧૫) ઇંચ. અને લંબાઇએ માપ કરતાં દબલ્લ રાખી ૧) ઇંચ વધુ લેવું, એટલે યોક જો ૪) ઇંચ લાંબો હોય તો કાગજ ૯) ઇંચ જોઇશે. પછી આકૃતીની ચોપડીમાં બતાવ્યા મુજબ પીઠ ચીતારી અગા-ઉનાં પ્રકરણમાં સમજાવા મુજબ આગલો ભાગ કાપી કાહડવો. બીજી રીત નીચે મુજબ છે તે જો સહેલ પડે તો તે મુજબ કાપો. લંબાઇનું માપ ૪) ઇંચ, પોહલાઈ ૧૨) ઇંચ, પોહલાઇએ ૧) ઇંચ કાગજ વધારે રાખો કારણ ખભું માંપ કરતાં ૦૫) ઇંચિ બાહર આવશે.

પોહલાઇએથી કાગજ દબલ કરો એટલે કાગજની પોહલાઈ ૬ા) ઈંચ થશે. પછી આકૃતી મુજબ કાપી કાહડો તેમાં જે મીંડાંની લાઈનિ મુકી છે તેપર હમણાં ધ્યાંન આપવું નહી. ફક્ત સીધી લાઇન મુજબ કાપી જવું. જમણાં હાથની ઉભી સીધી લાઇનનાં ૩) સરખા ભાગ કરી તેમાંના પેહલા ભાગપર ખભાંની તાંપ છે. હવે એ કાપ કરતાં લંબાઇ તેમજ પોહલાઇએ વધારે મોટું બીજું કાગજ લેવો, અને તેને પોહલાઇએથી દબલ કરી તેની ઉપર ઉપલો પીઠનો કાપ દબલજ વાલીને મુકો, અને દાબા હાથપરની ધડી તથા ગલાંનાં કાપ સીવાય બધી બાજુએથી ફરતી લાઈનિ આકૃતી મુજબ મારી જાવો. ધડી આગલથી ૧) ઈંચ છોડી જેમ મીંડાંની લાઇન મારી છે તેમ; તથા ગલું પણ મીંડાંની લાઈનિ મુજબ નીચેના કાગજપર ચીતારી તે કાગજને પેનસીલની લાઇન મુજબ કાપી કાહડો, એટલે આગલો યોક છુટો નીકલશે. એ બંને યોકને જો છુટા પાડયા વગર કાપવા હોય તો કપડું કાપતી વેલા ખભાં આગલથી જોડીને મુકવા. એવી રીતે મુકવા કે પીઠ સીધી રહે અને આગલો ભાગ વાંકો આવે એ મુજબ કપડાંપર બરાબર તાંચણી મારીને મુકવા અને, ખભાં સીવાય સઘલી બાજુએથી સીલાઇ છોડી કાપી જવું. યોકની પછવાડે અસ્તર મુકવું જોઇશે માટે ઉપલાં કપડાંનેજ માંપનું અસ્તર કાપવું.

**સીવવાની રીત**—યોક સીવતી વેલાએ આગલો ભાગ આડક્તાં કપડાંપર હોવાથી તે જરાબી ખેંચાઈ નહી જાય તેની સંભાલ રાખવી. અસ્તર તથા કપડાંને પહેલાં સીધું અકેકપર મુકીને ફાંકી જવું. પીઠની બરાબર વચ્ચેથી સર પાડી તેબી ફાંકી જવી કેમકે સરી નહી જાય. તેજ મુજબ આગલા ભાગની કીનારી પણ ફાંકી પેહરનારનાં આંગપર મુકી જોવું કે બરાબર આવે છે યા નહી. જો ખભાં ઘણાં મોટાં હોય તો ખભાં આગલથી બગલનો આખો ભાગ જરા કોતરી કાહડવો પણ ધ્યાન રાખવું કે બદયાનની માફક નાઈટ ગાઉન બરાબર તાઇટ બેસવો નહી જોઇએ. માટે ખભાં અને બગલનો ગાલો બદયાનનાં કાપ કરતાં મોટાં રાખવા જોઇએ. જો ઘણાંજ મોટાં હોય તોજ ઓછાં કરવાં. હવે નાઇટ ગાઉનની

પીઠ લઈ તેનાં ઉપલા સીધા ભાગને બરાબર વચ્ચેથી સર પાડવો અને પીઠનાં ચોકનેબી વચ્ચેથી જ્યાં ફાંક મારી છે ત્યાંથી પકડી બંને સાથે તાંચણી મારવી. પછી બંનેનાં બગલના ગાલા સાથે પકડી તાંચણી મારવી. નાઇટ ગાઉનપર જેટલું કપડું વધારે હોય તેટલાં કપડાંને ગેધર કરી ચોકપર ફાંકી લેવું. બગલનાં ગાલા આગલથી એક ઇંચ છોડી ગેધર કરવી એટલે અરધી પીઠપર ફાંક મરાશે. તેજ મુજબ બીજી બાજુએ પણ કરવું. ચોકને ફાંકતી વેલાએ સાથે અસ્તર પકડવું નહી. ફક્ત ચોકનાં કપડાં સાથેજ ફાંકીને સંચામાં મુકી દેવું. અસ્તર છુટું રેહશે તેને પછવાડેથી સાંધાપર વાલીને હાથે સીવી નાંખવું. અથવા તો અસ્તર અને કપડાંની વચ્ચે નાઇટ ગાઉનની ગેધર પકડી ફાંકવું અને સંચો મારયા પછી ઉલટાવી સવરૂં કરવું.

આગલો ભાગ બેસાડતી વેલા વચ્ચેનાં કાપ આગલથી ૧ા) યા ૨) ઈંચ છોડી ગેધર કરવી યા ટક અથવા પ્લીટ મારવી. ચોકનાં બગલનાં ગાલા સાથે નાઈટ ગાઉનનો બગલનો ગાલો બરાબર જોડવાની સંભાલ રાખવી. જોડતી વેલાએ અસ્તર અલગ રાખવું અને સંચો મારયા પછી સાંધાપરથી વાલીને સીવી નાંખવું.

નાઇટ-ગાઉનનાં આગલનાં તેમજ પીઠનાં ભાગો જોડી નાંખવાં. નીચેની દામણ સીવવી.

**બાંહે**—બાંહે જો લુઝ કીધી હોય તો બગલનાં સાંધા આગલથી આગલા ભાગ તરફ ૨) ઈંચ છોડી બાંહેનો સાંધો જોડવો. જો બાંહે સાદી એટલે ઉપલી આકૃતી મુજબની હોય તો તેનો સાંધો નાઇટ ગાઉનનાં બગલનાં સાંધા સાથે જોડવો. બાંહેનો ગાલો જો મોટો હોય તો ખભાંની બંને બાજુએ ગેધર કરી બેસાડવી.

**બટનની પટી**—એ પટી ઘણી જુદી જુદી રીતે મુકાય છે.

**સેહલી રીત નીચે મુજબ છે**—વચમાં જે કાપ મુકયો છે તે બંને કાપપર નીચેથી જમણી અને દાબી બાજુએ ०।) ઈંચ આડા કાપ મુકવા. હવે જેટલો ભાગ ઉઘાડો હોય તેનું છેક ગલાં આગલથી નીચે સુધી માંપ લઇ તેટલી લંબાઇની પટી ૧ા) ઈંચ પોહલી બે

જુદી જુદી કાપવી અને બંને બાજુએ મુકવી. ઉપર જે ૦।) ઇંચ આડો કાપ મુકયો છે તે આ પટીનાં જોડાણુ માટે છે. એ કાપથી પટી સીધી બેસશે, ખોલ આવશે નહી. પટી જોડયા પછી ઉલટી બાજુએથી ૦।) ઇંચ વાલીને સીવી નાંખવી એટલે બંને બાજુએ ૦||) ઈંચ પોહલી પટી રેહશે. હવે જે પટીપર બતન કરવા હોય (કેટલાંકો દાબી અને કેટલાંક જમણી બાજુએ બતન કરેછે.) તેની નીચે સુમારે ૦।।) ઇંચ જેટલો આડો કાપ પટીની લગોલગ મુકવો. સાંમેની પટી એટલે "હોલ" ની પટી તેની ઉપર મુકી નીચેથી આડી લાઇનમાં એટલે કાપથી ૦।) ઈંચ ઉપર બખ્યો મારવો. એ બખ્યો છેક નીચે સુધી આવવો જોઇએ કે જેથી બંને પટી એક બીજાપર આવી જોડાયલી રહે. પહેલાં ફાંકાને બખ્યો મારવો કે નીચેનો ભાગ સરી ન જાય. ઉંધી બાજુએથી એક ટેપનો કટકો ૧।) ઈંચ જેટલોં લાંબો લઇ પેલા કાપપર સીવી જવો કે ચુંથાયલો ભાગ દીસે નહી અને ધોવામાં કપડું ફાટે નહી. આખી પટીપર બે યા ત્રણ બતન એકસરખા તફાવતે કરવાં.

કફ—લુઝ બોંહેપર નાનો કફ મુકવો. સાદી બોંહે માટે ૮) ઇંચ લાંબી અને ૩) ઈંચ પોહલી પટી લઇ બોંહેનાં નીચલા ભાગપર ગેધર કરી પટી જોડીને સીવી જવી પછી ઉંધી બાજુએથી વાલીને સીવવી. પટીની પોહલાઇ તથા લંબાઈ જેટલી ગમે એટલી રાખવી.

ગલાંપર લેસ મુકવી યા સાદી પટી કોલર માફક ઉભી મુકવી.

## નાની છોકરીઓની ઇજાર (અંગ્રેજી ઢબ મુજબ.)

આ ઇજાર સુમારે ૫) વરસની છોકરી માટે છે. એક ઇજાર માટે કપડાંની ગણત્રી કરવી હોય તો એટલું ધ્યાનમાં રાખવું કે જેટલી લંબાઈ હોય તે કરતાં બેવડું કપડું જોઇએ. કાપમાં સર્વે બાજુએ ફરતી સીલાઈ સમાઈ જાય છે.

૧૫×૨૩ ઈં. માંપનું કાગજ લઈ પોહલાઇએ ઘડી કરવું. ઘડી-વાલો ભાગ દાબા હાથપર રેહશે. ઉપલું માંપ શા આધારે લેવામાં આવ્યું છે તેની સમજ નીચે મુજબ છે:—

પેહરનારનું માંપ કમ્મરથી આખું નીચે સુધી લેવું. જે આવે તેનો $\frac{3}{7}$ ભાગ તે ઇજારનું માંપ. તેમાં સુમારે ૨।।) ઈંચ પીઠની ઉંચાઇ માટે ઉમેરવા. મોટાં કદ માટે ૩) ઈંચથી વધુ પીઠની ઉંચાઈ લેવી નહી,

પોહલાઇનું માંપ લંબાઇ કરતાં ૧।।) ગણું વધારે થશે.

સાધારણ રીતે નાનાં બચ્ચાં, છોકરીઓ અને બઈરાંઓ માટે માપનું પ્રમાણ કેટલું જોઇએ તે જણાવાને એક કોઠો નીચે આપ્યો છે તે મુજબ વેતરવું. ઘટે તો તેમાં ફેરફાર કરવો.

| | ઉમ્મર. ઇંચ. | | ઉમ્મર. ઇંચ. | | ઇંચ. |
|---|---|---|---|---|---|
| બચ્ચાં માટે | ૧।। થી ૪–૧૪×૨૧ | છોકરીઓ | ૧૦ થી ૧૨–૨૧×૨૭ | બઈરાંનું નાનું માંપ | ૨૮×૩૪ |
| | ૪ ,, ૬–૧૫×૨૩ | | ૧૨ ,, ૧૪–૨૪×૩૦ | ,, વચલું ,, | ૩૦×૩૬ |
| | ૬ ,, ૮–૧૬×૨૪ | | ૧૪ ,, ૧૬–૨૭×૩૩ | ,, ઘણું મોટું ,, | ઉંચાઈ અને કમ્મરનાં માંપ-પરથી લેવું. |
| | ૮ ,, ૧૦–૧૮×૨૭ | | | | |

પોહલાઇ ૧।। થી ૮ વરસનાં બચ્ચાં માટે. } લંબાઇ કરતાં ૧।। ગણી વધારે.

૮ થી ૧૬ વરસ સુધી—લંબાઇ કરતાં ૧। ગણી વધારે.

બઇરાં માટે—લંબાઈ કરતાં ૧$\frac{1}{4}$ ગણી વધારે.

હવે આપણી આકૃતી માટે ઉપલાં માંપનું કાગજ કાપી ઘડીવાલો ભાગ દાબી તરફ રાખવો અને તે એવડાં કાગજને લંબાઇએ તેમજ પોહલાઇએ ઘડી વાલી બંને બાજુએ ચાર ચાર ખાંચા પાડવા. પછી આકૃતી મુજબ તેનો આકાર ચીતારવો.

બચ્ચાંનાં ઉપર આપેલાં કોઇબી માપ માટે એવા રીતે કાગજની ઘડી વાલી આકૃતી ચીતારવી.

ગુઠણનો ભાગ ગેધર કરી પટી મુકવી હોય તો ઉપલી લંબાઈ પુરતી થશે. પણ જો તક જોઇતી હશે તો દામણ અને તક માટે ૩।। ઈંચ કપડું લાંબું રાખવું અથવા તો એવા સાદા પાયજા માટે પેહરનારની લંબાઇનો બરાબર અરધો ભાગ ઇજારની લંબાઇ રાખવી.

બચ્ચાં માટે ખરતકનો વચલો સાંધો આખો સીવી જવો. અને બાજુએથી આકૃતીમાં દેખાડવા મુજબનો ભાગ કાપી ખુલ્લો કરવો. એ કાપ ઘડીવાલી બાજુથી આવશે અને આખી લંબાઇનાં ત્રીજા ભાગ જેટલો એટલે ૫) ઇંચ થશે.

**કમ્મરની પટી**—બચ્ચાં તેમજ છોકરીઓ માટે કમ્મરની પટી બે ભાગે આવશે. એટલે આગલો અને પીઠનો ભાગ છુટો રેહશે, કેમજે બાજુથી ઇજાર ખુલ્લી રાખી છે. આગલી પટી પીઠ કરતાં લંબાઇએ ૧) ઈંચિ ટુકી આવશે. આગલી પટીનું માંપ ૧૨॥×૪, પીઠની પટી ૧૩॥×૪, ગુંઠણુની પટીઓ બે આવશે ૧૨×૨ યા ૨॥ ઈંચ.

નાલાં કદ માટે કમ્મરની પટીની લંબાઇ આગલી બાજુ ૧૧॥) ઈંચ અને પીઠપર ૧૨॥ ઇંચિ રાખવી.

મોટાં માપ માટે દર ચાર વરસે ૦॥) ઈંચ પટીનું માંપ લાંબું. રાખવું. આમ ૧૩) વરસ સુધી લેવું.

પટીનું માંપ પેહરયા પછી એટલે બતન લગાડયા પછી ૧॥) ઇંચ ઓછું થશે. છોકરીઓ માટે ઢીલું કમ્મરનું માંપ લઇ તેમાં ૨) ઈંચિ ઉમેરવા. ગુઠણુની પટીનાં માંપનો અડસટો કમ્મરની આગલી પટી કરતાં ૦॥) ઈંચિ ટુંકો રાખવો.

**સીવવાની રીત**—અઇરાંઓની ઇજારમાં સર્વે સમજણ આપી છે. ઉપર લખવા મુજબ કમ્મરની પટી બે છુટી મુકવી પડશે. તે મુકવા પેહલાં બાજુનાં ખુલ્લા કાપપર પટીઓ મુકવી. આગલી બાજુ (front) ની પટી કાપ કરતાં ૦॥) ઈંચ લાંબી અને ૨॥) ઇંચ પોહલી લઇ જેમ બદયાનને બાહરની છુટી પટી લગાડીએ છીએ તેમ લગાડવી. એટલે પટીની લંબાઇની કીનારી કાપની કીનારી સાથે જોડી તેનાં સાંધાપર પટીની બીજી કીનારી વાલી સીવી જવું. આમ સીવવાથી બાહર છુટી વધારાની પટી જોડી હોય તેમ લાગશે. પીઠની પટી ૦॥॥) ઇંચ પોહલી અને કાપની લંબાઇ કરતાં સેહજ લાંબી (એટલે છેડો વાલીને દબાય એટલી) રાખી કાપ સાથે જોડી અવરી બાજુએ એકદમ વાલી દઈ સીવી લેવી. એ પટીને પેલી બાહરની વધારાની પટીપર ગોઠવી નીચેથી બખ્યો મારી સીવી લેવી.

બંને બાજુની પટીઓ તૈયાર થયા પછી કમ્મરની પટી મુકવી. પેહલાં આગલા ભાગને ગેધર કરવી. આગલી પટીની લંબાઇનાં ચોથા ભાગ જેટલો ભાગ બંને છેડાપરથી સાદો રાખવો, અને વચ્ચેનાં અરધા ભાગપર ગેધર લઇ પટી બેસાડવી. એજ પ્રમાણે પીઠની પટી મુકવી.

એ ઇજારનાં પાયજા તક યા ગેધર વીનાં સીવવામાં આવે તો નાનાં છોકરાનાં પાટલુન તરીકે વાપરી શકાય.

## દશ વરસની છોકરી માટે ઇજાર.

ઉપલી આકૃતીમાં કાગજની ઘડી જેમ ચાર ભાગે કીધી છે તેમ આ આકૃતીમાં ત્રણ ભાગે કરવામાં આવી છે. વેતરવું તથા સીવવું સર્વે ઉપલી સમજણ માફકજ કરવું.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પીઠની | કમ્મરની | પટીની | લંબાઈ | તથા | પોહલાઈ | ૧૪॥×૪ | ઇંચ. |
| આગલી | ,, | ,, | ,, | ,, | ,, | ૧૩॥×૪ | ,, |
| ગુહણની | પટી | દરેકની | ,, | ,, | ,, | ૧૩ ×૨ | ,, |

# પ્રકરણ ૫ મું.

## બચ્ચાંઓનો પેટીકોટ (ફલેનલનો) નમુનો ૧ લો.

પાસે આપેલો પેટીકોટ સૌથી સેહલી રીતે બનાવી શકાય છે. નવું સીવનારાંઓએ પેહલાં એ સીવવાની કોશેશ કરવાથી ફાયદો થશે.

આકૃતીપરથીજ એની દરેક સમજણ સમજી શકાશે. એ પેટીકોટ ફલેનલનો બનાવવા માટે છે. તે માટે ૩) વાર કપડું જોઇશે, જેનો પનેહ ૨૭) ઈંચ હોવો જોઇએ. પેહલે કપડાંની લંબાઇએથી ૩) સરખા ભાગ કરી ટુકડા કરવા.

પેહલા ટુકડાની પનેહમાંથી ઘડી વાલી આગલો ભાગ કાહડવો. એ ટુકડાંની લંબાઈ અને પોહલાઇએ ત્રણ સરખા ભાગ કરી તે દરેક ભાગ આગલ ટાંચણી મારી સર પાડવા. પછી આકૃતીમાં પેનસીલની વાંકી લાઈન છે તે મુજબ સર પાડી બંને પડ સાથે પકડી કાપી નાંખવા. કમ્મર આગલ જે વાંક છે, તે માટે સીધી લાઇનપરથી ૦॥।) ઈંચિ હેઠે ઉતરી પોહલાઇનાં ત્રીજા ભાગ સાથે વાંક લઈ પેનસીલની લાઇન પાડી તે મુજબ કાપવું. ઘણાં જાડાં માણસ માટે ૦॥।) ઈંચિ કરતાં વધારે નીચે ઉતરવું.

બાજુનાં કાપ માટે પનેહમાંથી કપડું દબલ કરી બંને ભાગો છુટા કરવા. પછી વાંકો ભાગ પેહલેની માફકજ કાપવો. એ કાપ કમ્મરપરથી સલંગજ રાખ્યો છે. જોઇએ તો કાગજનાં કાપ કાપી તેપરથી કપડું વેતરવું.

પીઠનો ભાગ ઘડી વાલી બધી ગમથી સલંગ રાખવો. તેમાં કાંઈ પણ કાપ કાહડવો નહી. ફકત પછવાડેથી ખુલ્લો રાખવા માટે ઘડીની બાજુએથી ૯) ઈંચ લાંબો કાપ પાડવો.

પોહલી કીનારીવાલાં ભરેલાં કપડાંનો પેટીકોટ વેતરવો હોય તો તેને માટે ઉપલો કાપ બંધબેસ્તો થઇ પડશે. તે માટે નીચે મુજબ વેતરણ કરવી.—સર્વે કાપો એટલે આગલો અને બે બાજુનાં કાપો

તેની લંબાઇનાં ⅓ ભાગ જેટલાજ કાપવા. આકૃતીમાં આપેલી મીડાંની લીટી હેઠલના ભાગ જે લંબાઇનો ⅓ ભાગ છે તે કાપ્યા વગર જોડાયલાજ રહેવા દેવા. કપડાંની ઘડી વાલી એ મુજબ કાપવાથી હેઠેના ભરતવાલો ભાગ કપાશે નહી.

**સીવવાની રીત**—આગલા કાપનાં બંને આડકત્રા સાંધાને બાજુનાં કાપનાં સલંગ સાંધા સાથે જોડવા. તેમજ બાજુનાં કાપની આડકત્રી બાજુઓને પીઠનાં સલંગ કાપ સાથે જોડવી.

લંબાઇનો નીચલો ત્રીજો ભાગ તદન સલંગ રાખ્યો છે. જે મીંડાંની લાઇનપરથી જણાઇ આવશે. તેનું કારણ એ છે કે એટલા ભાગપર પોહલી દામણ તથા ટક આવશે. કાપનો વાંક જો નીચે સુધી લંબાવીએ તો દામણ તથા ટક સીવતી વેલાએ નીચે ખોલ આવે. જોઇએ તો ૧।) ઇંચની એક ટર મારવી યા ઝીણી ઝીણી વધારે મારવી. કમ્મરપર ઓરપનો ગોલ લેફો કાપી મુકવો. જે કાપવાની રીત આગલ આપવામાં આવશે. કેટલાંકો કમ્મરપર સાદો લેફો મુકીને સીવે છે. પણ તેના કરતાં પોહલો કાપનો લેફો કમ્મરપર વધારે બંધ બેસે છે. પેટીકોટ કમ્મરપર બંધ બેસ્તો લાવવા માટેજ તેના આગલા તેમજ બાજુનાં ભાગ કાપીને સાંકડાં કરવા પડે છે. લેફો મુકતી વેલાએ આગલો ભાગ તદન સાદો રાખવો અને પીઠનાં ભાગને પ્લીટ મારવી. પીઠનાં ખુલ્લા ભાગપરથી પ્લીટ મારવાની શરૂ કરવી. પાસે પાસે મારતાં જવું અને બાજુનાં કાપપર એક યા બે પ્લીટ મારી અટકી જવું. આગલો ભાગ તદન સાદો રાખવો. એજ મુજબ બીજી બાજુએ પણ કરવું. જો પેટીકોટ સુતરાઉ હોય તો પ્લીટને બદલે ગેધર કરવી.

**પછવાડેનો ખુટલો ભાગ સીવવાની રીત**—લેફો મુકવા આગમજ આખો પેટીકોટ સીવી તેને સવરો કરવો. પછી કમ્મરનો ભાગ ઉપર રાખી સીવનારની સાંમે પકડી પીઠની બરાબર અધવચે એક તાંચણી મારવી, અને તે તાંચણીની ૦।) ઇંચ ડાબી બાજુએથી ૮) થી ૯) ઇંચ લાંબો કાપ મુકવો. જો લેફો સાદી પટીનો મુકવો હોય તો એ કાપ ૧૨) ઇંચ લાંબો જોઇશે પણ જો કાપનો ગોલ લેફો હશે તો પેહલું માપ પુરતું થશે. પછી જમણાં હાથપરથી ૧) ઇંચ વાલીને

ઉપલા કાપની લંબાઇએ સીવી જવું. દાબા કાપપર ૦૫) ઇંચ વાલીને સીવવું. પછી પછવાડેની બાજુએ નીચેથી ૦૫) ઇંચ એટલે પટીની પોહલાઈ જેટલો કાપ મુકવો જેથી તેટલો વાલેલો ભાગ બરાબર બેસશે.

જમણી બાજુની પટી ૧) ઇંચ જેટલી દાબી બાજુની પટીપર મુકવી. પછી નીચેથી બરાબર પકડીને પેલા પછવાડે કાપેલા ભાગની સુમારે ૦I) ઇંચ ઉપર ફાંકવું અને તે ફાંકપર બખ્યાંની બે હાર એકેક નીચે મારી જવી. ઉંધી બાજુએથી એક ટેપનો કટકો આડા ચીરાયલા કાપપર સીવી લેવો જેથી મજબુત રેહશે.

---

## કમ્મરને બેસ્તો ગોલ કાપનો લેફ્રો.

આ લેફ્રો પેટીકોટ માટે ઘણો કામનો છે. તે માપનો બનાવવાથી કમ્મરપર સફાઇથી તંગ બેસે છે જેથી કમ્મરપર પેટીકોટનો ડુચો થતો નથી. જાડાં બઇરાંઓએ હમેશાં આવા લેફ્રાનો પેટીકોટ પેહરવો જોઇએ તેમજ પટલાંઓને પણ તે શોભે છે. પેટીકોટ જો ઘણાં જાડાં યા ગરમ કપડાંનો બનાવેલો હોય તો લેફ્રા માટે પટલું સુતરાઉ કપડું વાપરવું, જેવું કે લાનકલાથ, પટલી જગનાથી, નેનસુખ વગેરે.

પેહલાં કાગજનો કાપ કાહડવો. કમ્મરનું માપ લઈ તેની ૪) ઇંચ નીચે બીજું ફરતું માપ લેવું; કારણ લેફ્રો ૪) ઇંચ પોહલો આવશે, તે કરતાં વધારે પોહલો જોઇએ તો તેટલું નીચે માપ લેવું. પણ ૬) ઇંચથી વધારે મોટો લેફ્રો લેવો નહી. કમ્મરનું તેમજ નીચેનું બને માપ લીધા પછી તેનો અરધો ભાગ કરવો, કેમજે કાપ અરધા ભાગે ચીતારવો છે. કાગજ એ અરધાં માપ કરતાં બબે ઇંચ મોટું રાખવું. ધારો કે કમ્મર ૨૪) ઇંચ છે અને તેની ૪) ઇંચ નીચેનું માપ ૩૬ ઇંચ છે તો ૨૪ ÷ ૨ + ૨ = ૧૪; ૩૬ ÷ ૨ + ૨ = ૨૦; એટલે કાગજ ૧૪×૨૦ ઇંચ આવશે. કાગજને પોહલાઇએથી બેવડું કરી બરાબર વચ્ચેથી સર પાડવો યા લાઇન દોરવી. પછી ઉખેડી તે સરનાં ઉપલા છેડા ક પરથી વાંક દોરવો. હવે જેટલી કમ્મર હોય તેનો ત્રીજો ભાગ કરવો. ૨૪) ઇંચનો ત્રીજો ભાગ ૮) થશે. એક મોટો કંપાસ લઈ ક પર તેની એક અણી મુકી ૮) ઇંચનાં માંપે એક વાંક દોરો. જો

કંપાસ નહી હોય તો ટેપનો એક છેડો ક આગલ પીન કરો, (ડરોઈંગની પીન લઇ સહેલાઇથી થઈ શકશે) પછી ૮) ઇંચિનાં માંપ આગલ એક નાકું પાડી તેમાં ઝીણી પેનસીલનો કટકો ખોસી તે પેનસીલ ફેરવીને વાંક પાડવો. પેલો પીન કીધેલો છેડો બીલકુલ ખાસવો નહી જોઇએ. ટેપ જો આંધરૂં પાડવાથી ખરાબ થઈ જાય તો એક દોરીનાં ટુકડાથી પણ થઇ શકશે. પણ માંપ લેવામાં ચુક કરવી નહી. એ વાંક કમ્મરનો આવશે તેની બરાબર હેડે એટલે સીધી લાઇનપર બીજા ૪) ઇંચ માંપો (જે લેફાની પોહલાઈ છે) ૮+૪=૧૨. બીજો વાંક ૧૨) ઈંચ માપ લઇ ઉપરની માફકજ દોરો. હવે વચ્ચેની સીધી લાઇનનાં દાભા હાથપર ઉપલા વાંકપર કમ્મરનો ચોથો ભાગ માંપો. જમણાં હાથપર ૦ા) ઈંચ વધુ રાખો. ૨૪) નો ચોથો ભાગ ૬) ઇંચિ થશે. અરધો ઈંચ વધુ રાખવાનું કારણ સીલાઇ તથા છેડાનો એક ભાગ બટનની પટી માફક નીચે દબાય તે માટે છે. વચલી સીધી લાઈનની બંને બાજુએ એ રીતે તાંપ કીધા પછી નીચેની લાઇનપર નીચલું માંપ જે હોય તેનો ચોથો ભાગ ઉપર મુજબજ મુકો, ત્યાંબી જમણાં હાથપર ૦ા) ઇંચ વધારે રાખવું. ૩૬) ઈંચનો ચોથો ભાગ ૯) થશે. એ બંને તાંપો વાંકપર મુકયા પછી ઉપરની તાંપ સાથે જોડી નાંખો. મોટો ભાગ એટલે જમણાં હાથપરનો ભાગ પીઠનો આવશે, કારણ ત્યાં સીલાઈ આવશે. નાનો ભાગ એટલે દાબો આગલી બાજુએ રેહશે. હવે બાજુની બંને લાઈન તથા ઉપર હેઠેનાં વાંક પ્રમાણે કાપી કાહડો. એ માંપ અરધી કમ્મરનું થશે. કપડું કાપતી વેલા આગલા ભાગને દબલ કપડાંની ઘડીપર મુકશો તો વચ્ચે સાંધો નહી આવશે. પણ જો કપડું ઓછું હોય તો વચ્ચે સાંધો રાખવો, બધી ગમ ફરતી સીલાઇ રાખવી. એ આખો લેફો દબલ જોઇશે, માટે પછવાડેનો ભાગ અસ્તરનો લેવો યા એજ કપડાંનો રાખવો, પછી બંને ભાગને સાથે મુકી ઉલટી બાજુએથી ઉપરનાં વાંકપરથી એટલે કમ્મર આગલથી ફાંકી, સંચામાં મુકી ઉહલાવી નાંખી સવરો કરવો. ફાંકતી વેલા વાંકપર બબે ઇંચને તફાવતે કાતરથી ઝીણા ચપકા મુકવા તેમ કરવાથી વાંક બરાબર એસશે અને ખોલ નહી આવશે. નીચલા ઘેરાવાને પેટીકોટ સાથે ઉપર લખવા મુજબ જોડી નાંખવો. લેફાનાં ચટાં પડને પેટીકોટ સાથે ફાંકવું અને

ઉલટાં પડને ઉપરથી વાલી સાંધાપરથી સંચામાં બખ્યો મારી જવો. બાજુપરનાં બંને છેડા અંદરથી વાલી સીવી જવા. બંને છેડાપરથી ૦।।) ઈંચ અંદર હઠી, કમ્મરની કીનારીપરથી ૧) ઈંચ હેઠે ઉતરી બખ્યાની સીધી લાઈન ૪) ઈંચ લંબાઇ સુધી મારવી. તેની હેઠે ૦।।) ઇંચ ઉતરી પાછી તેવી લાઇન મારવી. બંને બાજુએ એ રીતે બખ્યો મારવો જેથી ટેપ મુકવાનું ખોલું બનશે. હવે દાબા હાથપર છેડેથી ૦।।) ઈંચિ અંદર હઠી (જ્યાંથી બખ્યો શરૂ થયો છે) એક બતન હોલ ઉભું કપડાંનાં ઉપલાં પડપર બનાવવું, અને જમણી બાજુનાં છેડાપર એવુંજ બતન હોલ પછવાડેનાં અસ્તરનાં પડપર બનાવવું. પછી તેમાં ટેપ પોવી અને ખુણાંપરથી બખ્યાંના તાંકાએ સીવી લેવી જે સરી ન જાય. જમણાં લેફાનાં નીચલાં ખુણાંપર એક બતન હોલ આડી લાઇનમાં બનાવવું. અને દાબા ખુણાંપર બતન તાંકવું. બંને છેડા એક બીજાંપર આવી ટેપથી બંધાશે. (જુઓ આકૃતી).

## બઇરાંનો પેટીકોટ ( નમુનો બીજો ).

સાધારણ રીતે વપરાતા પેટીકોટમાં આ જાતનો પેટીકોટ કાપવાની રીત સૌથી સેહલી અને સારી ગણાય છે. આગલા પ્રકરણમાં આપેલો કમ્મરને માપનો ગોલ લેફો આ જાતનાં પેટીકોટપર બેસાડવાથી તે કમ્મરપર વધારે સારી રીતે બંધ બેસશે.

પેહલાં ૩૩) ઈંચિની લંબાઇનાં ત્રણ સરખા ટુકડાં લેવા. પનેહમાં કપડું જેમ હોય તેમજ રહેવા દેવું. ફ્લેનલનો પનેહ ૨૭) ઈંચિ આવશે. જો છીટ યા લાનકલાય હશે તો ૩૦) ઈંચિથી ૩૬) ઈંચિ સુધી આવશે. માટે જેબી કપડું હોય તે પનેહમાં એમજ રહેવા દેવું. લંબાઇ પણ ઉપલાં માંપ કરતાં વધારે યા ઓછી જેટલી જોઇએ તેટલી રાખવી. પછી ઉપલા ત્રણ ટુકડામાંથી એક લઇ તેને દબલ કરવો. તેમ કીધા પછી પોહલાઇએ ધડી વાલી કીનારીપર તેનાં ત્રણ સરખા ભાગે સર પાડવા. દાબા હાથનાં ખુણાંપર જ્યાં ધડી છે ત્યાં ઉપલા ખુણાંપરથી એક ઈંચ નીચે ઉતરી પેનસીલે નીશાની કરવી. પછી પોહલાઇએ કીધેલા ત્રણ ભાગમાંથી જમણાં હાથપરનો એક ભાગ છોડી ત્યાં બીજી નીશાની મુકવી અને બંને નીશાનીઓ વચ્ચે એક વાંક દોરવો

(જુઓ આકૃતી). હવે જ્યાંથી ૧/૩ ભાગ પોહલાઇએ છોડી દીધો છે ત્યાંથી કપડું બરાબર હાથમાં પકડી નીચેની પોહલાઇનાં નાંકા સુધી એક સર પાડો. એ સરની લંબાઇ આગલી બાજુના સીધા સર (જ્યાં ઉપરથી એક ઇંચ છોડયું છે ત્યાંથી માપો) જેટલી મથાલેથી માંપીને લેવો એટલે નીચેથી એક ઇંચ નીકલી જશે. ત્યાં એક નીશાની કરી નીચેનો વાંક દોરો. (જુઓ આકૃતી). હવે ઉપર તેમજ હેઠેનાં વાંક મુજબ કપડું કાપી કાઢો. તેજ મુજબ ઉપરથી જે આડો સર પાડયો છે તેપરથી કાપી જાઓ. ધડીવાલો ભાગ એમજ રાખવો. કપડાંને ખોલી નાંખો, એ ભાગ આગલો છે. એની બાજુએ આરપે (cross) કપાયલી આવશે.

હવે બાકી રહેલાં કપડાંનાં બે ટુકડા એમનાએમ એકેકપર મુકો. એ ટુકડાઓને પનેહમાંથી વાલવા નહી. પછી પનેહમાંથી ઉપલી બાજુએ ત્રણ ભાગ કરી સર પાડો. તેજ મુજબ નીચેથી પણ કરો. ઉપલી બાજુએ તમારા દાભા હાથપરથી એક ઇંચ નીચે ઉતરી પેહલા ૧/૩ ભાગ સુધી એક વાંક દોરો, તે વાંકથી નીચેનાં ૨/૩ ભાગ સુધી કપડું હાથમાં પકડી વાંકો સર પાડો. એ સરની લંબાઇ કોરેકોરની (જ્યાંથી એક ઇંચ નીચે ઉતરયાં છો ત્યાંથી નીચે સુધી માંપવા) સીધી લાઇન જેટલી ઉપરથી માંપીને રાખવી. એટલે આડકત્રી લાઇનપર નીચેથી ૨ા) ઇંચ નીકલી જશે. આ ૨ા) ઇંચ કરતાં જો કાંઇ વધતી ઓછી સંખ્યા આવે તો ફીકર નહી. કપડાંની વધતી ઓછી પોહલાઇ હશે તો ફેરફાર આવશે. આપણને જે જોવાનું છે તે એજ કે સીધી લાઇનની બરાબર લંબાઇ આડકત્રી લાઇનપર આવે. નીચે જે વધે તે છોડી ત્યાં એક નીશાની મુકી વાંક દોરવો, એ કાપ બાજુનો આવશે. દબલ કપડું હોવાથી એવા બે કાપ નીકલશે તેમાંનો એક આગલા ભાગની જમણી બાજુએ અને બીજો ડાબી બાજુએ જોડાશે. એ કાપની સીધી બાજુને આગલા કાપની આડકત્રી બાજુ સાથે જોડવી. બાજુનાં કાપ પુરા થયા કેડે એજ મુજબ પીઠનાં કાપ દોરી બંને સાથે કાપવા.

**પીઠ**—હવે ઉપલા ભાગપર જ્યાં પનેહનાં ત્રણ ભાગ કરી સર પાડયા છે તેમાંનાં બે ભાગ રેહશે અને નીચે એકજ રેહશે. જમણાં

હાથની સીધી લાઇનપર હેઠેથી એક ઇંચ છોડી ¾ ભાગપર વાંક દોરો, પછી સીધી લાઇનની લંબાઈ જેટલીજ દાબા હાથપરની વાંકી લાઈનની લંબાઇ માંપો. એ લંબાઇ અહીઆં નીચેથી માંપવી એટલે ઉપરના ભાગપર વધારાનું કપડું રેહશે ત્યાં એક તાંપ મુકી ઉપલા ¾ ભાગપર વાંક દોરો, આ બે પીઠ થઇ. હવે એ બંને કાપો બરાબર કાપી પીઠનો કાપ જે ચીતારવામાં ઉલટો આવ્યો છે તેને જોડતી વખતે સુલટો કરી મુકવો. કેમજે કમ્મરપરનો સાંકડો ભાગ જે નીચે આવ્યો છે તે ઉપર લાવવો જોઈએ અને પોહલો વાંકવાલો ભાગ નીચે આવવો જોઇએ. જો કપડું લાનકલાથનું હશે કે જેની અવલીસવલી બાજુમાં ફેર રેહતો નથી તો એવી રીતે કાઢેલો કાપ ચાલી શકશે. પણ જો કપડાંની અવલીસવલી બાજુ જુદી હશે તો કાપ ઉલટો થઇ જશે તેવાં કપડાં માટે બે પેટીકોટ સાથે કાપવા જોઇએ, નહી તો કપડું બગડે અને વધારે જાય. પીઠ કાપ્યા પછી તેની સીધી બાજુને બાજુનાં કાપની ઓરપની (આડકત્રી) બાજુ સાથે જોડવી.

કેટલાંક લોકો પીઠનો કાપ કાહડતાં નથી. એક આખો પનેહ રાખે છે, યા પનેહમાંથી બરાબર અરધો ભાગ કરી તે કટકો સલંગ રાખે છે અને પછી તેને બાજુનાં કાપ સાથે જોડી નાંખે છે. જો તેમ કરવું હોય તો આપણે જે બે કટકા એકેકની નીચે મુકયા છે તેમ મુકવા નહી. ફકત એકજ કટકો મુકી સાઇડનાં બે કાપો પાસે પાસે કાહડવા. આકૃતીપરથી જણાશે કે પીઠ અને સાઇડનાં કાપમાં કાંઇજ ફેર નથી. ફકત કપડું બચાવા બંને કાપો ઉલટાસુલટી કાપવા પડે છે. આગલા ભાગપર સમજાવેલી રીત મુજબ કાપનો લેફો મુકી સીવી જવું.

---

## પેટીકોટ ત્રીજો.

આ પેટીકોટ કમ્મર આગલથી વધારે સાંકડો હોવાથી એપર કાપનો લેફો મુકવાની જરૂર નથી. તેપર સાદી પટી મુકી સીવવું. એ પેટીકોટની નીચે પોહલી ફ્રીલ મુકવી. નીચે આપેલો નમુનો સાધારણ કદનાં બઇરાંને આવશે. તે માટે કપડું કેટલું લેવું તે કપડાંનાં પનેહપર

આધાર રાખે છે. અઠ્ઠાવીસથી બત્રીસ ઈંચ પનેહનું કપડું આસરે ૪) વાર જોઇશે. ૪૦) ઈંચ પનેહનું હશે તો ૩) વાર પુરતું થશે. જો ફ્રીલમાં ગેધર ઘણી વધારે જોઈએ તો એકવાર કપડું વધારે લેવું.

આગલા આપેલા પેટીકોટ જો બરાબર કાપી શકાયા હશે તો આ પેટીકોટ પણ આકૃતીપરથી કાપવાને સેહલાઇથી સમજ પડશે.

આગલા ભાગની પોહલાઇએ ત્રણ ભાગ કરી એક ભાગ કાહડી નાંખી ઓરપની લાઇને સર પાડયો છે. પછી ૦ાા) ઈંચ હેઠે ઉતરી કમ્મરનો વાંક દોરી તેની બરાબર અધવચે લાઇન મારી તે લાઇનની બંને બાજુથી ૦ાાા) ઈંચ છોડી ચમટા માટે લાઈન પાડી છે.

બાજુનાં કાપ માટે પણ ઉપલો વાંક કાહડવા પોહલાઈનો ત્રીજો ભાગ કાહાડી નાંખી બાકીના બે ભાગનાં પાછા ત્રણ ભાગ કરી ચમટાની લાઇનો દોરી છે. જે લાઇનની દરેક બાજુએ પોણો પોણો ઈંચ છોડી ચમટા લીધા છે. ચમટાની લંબાઇ ૩ાા) ઇંચ રાખી છે. એ ચમટા જાડાં બઇરાંઓ માટે નાના લેવા જોઇએ, તેમજ ઘણાંજ પટલાં માટે વધારે મોટા રાખવા. ચમટા ફાંકયા પછી પેહરી જોઈ તેને નાના મોટા કરવા ઘટે તેમ કરી પછી બરાબર સીવી લેવા યા કાપવા.

પીઠ માટે પછવાડેથી ૧૦) ઇંચની લંબાઇએ કાપ ખુલ્લો રાખવો.

ફ્રીલની લંબાઈ પેહરનારની લંબાઈનું માંપ લઈ રાખવી. સાધારણ કદનાં બઇરાં માટે ઉપલા પેટીકોટ સાથે ૧૫) ઈંચ લાંબી ફ્રીલ જોઇશે. તેની નીચેની દામણ આસરે ૨) ઇંચ પોહલી રાખવી તથા ટક જો મારવી હોય તો તે સઘલાંની ગણત્રી કરી તેટલું કપડું વધારે લાંબું રાખવું. પેટીકોટ કાપ્યા પછી જે કપડું વધે તેમાંથી ૧૫) ઈંચ (યાને જેટલી જોઇએ તેટલી પોહલાઈનાં) લાંબા કટકા ફાડી તેને જોડી ફ્રીલ માટે વાપરવા. મોટા પનેહ હશે તો ચાર પનેહની લંબાઇનાં ટુકડા પુરતા થશે જો નાનો હશે તો પાંચ ટુકડા થશે. તે કરતાં વધારે ભરેલી ફ્રીલ જોઇએ તો એક ટુકડો વધારે લેવો. ફ્રીલને બોક્ષ પ્લીટ કરી તાંકવી યા ગેધર કરવી. કમ્મરની પટી સીધી યા ઓરપની લેવી. તે ૧ાા) થી ૨) ઈંચ પોહલી રાખવી. કમ્મરપરનાં ચમટા સીવતી

વેલાએ અણી આગલથી ખોલ નહી આવે તેમ પટલી અણી કરી સીવી લેવા. કમ્મરની પટી મુકવાની બે રીત છે. એ પટી મુકવા આગમજ પેહલાં પછવાડેનાં ખુલ્લા કાપની પટી મુકી તૈયાર કરવો પછી કમ્મરપર પટી સીધી મુકી જવી અને બાજુનાં કાપપર જયાં બીજો ચમટો મારયો છે ત્યાં સુધી બંને બાજુએ ટેપ ભેરવવી અને પેહરતી વેલા જેટલી જોઈએ. એટલી ખેંચી તાઈટ કરવી. બીજી રીત એ છે કે કમ્મરની પોહલાઇ કરતાં બે ઇંચ લાંબી પટી રાખવી એટલે જો ૨૪) ઇંચ કમ્મર હોય તો ૨૬) ઇંચ પટી લેવી. પેટીકોટનો જેટલો ભાગ પટી કરતાં મોટો હોય તેપર પછવાડેથી એટલે ખુલ્લા ભાગની બંને બાજુથી એકેકા ઇંચની પ્લીટ મારવી. એ પ્લીટ આખા પીઠનાં ભાગપર અને બાજુનાં કાપપર થોડેક સુધી આવશે તેથી વધારે આગલ જવા દેવી નહી. પ્લીટ ઉંધાડા ભાગ તરફ વાલવી અને બંને બાજુએ સરખી રાખવી. પટી બરાબર બેસાડયા પછી તેપર બે આંકડાં તાંકી ભેરવનાં કરવાં.

---

## બચ્ચરાંનો પેટીકોટ (નમુનો ૪ થો.)

આ પેટીકોટ સ્કર્ટને મલતો કમ્મરપરથી બંધબેસ્તો અને કાંઈપણ ફ્રીલ વીનાનો સાદો છે. તે આંગપર ઘણો બેસ્તો આવે છે. તે માટે કમ્મરની પોહલાઈનું તંગ માંપ લેવું.

કમ્મરપરથી જમીન સુધી લંબાઇનું માંપ લઇ તેમાંથી ૨) ઇંચ બાદ કરવા. એમાં એક આગલો, બે બાજુનાં અને બે પછવાડેનાં કાપ આવશે તે માટે ૩૨) ઇંચ પનેહનું કપડું સુમારે ૬) વાર જોઈશે.

૪૫) થી ૪૮) ઇંચ પનેહનું ૪) થી ૫) વાર જોઇશે.

પેહલાં કાગજપર કાપ કાહડવા.

**આગલો ભાગ**—પેહલાં કાગજપર એક ઉભી અને એક આડી લાઈન દોરો. તેનાં ખુણાં ક આગલથી નીચલું માંપ મુકો,—કમ્મરનું અરધું માપ લઈ તેનાં પા ભાગ કરી તેમાં પોનો ઇંચ ઉમેરી ક થી જમણાં હાથપર તે માંપ મુકી તેનેથી ાા ઇંચ ઉપર બીજો તાંપ

મુકી ક, ખ વાંક દોરો. ક થી હેઠે પેટીકોટની લંબાઈનું માંપ ગ મુકો. ખ થી ૦ાા) ઈંચ દુર ડાબીમેર ઘ તાંપ મુકો. ગ થી ૮) યા ૧૦) ઈંચ દુર જમણીમેર ચ તાંપ મુકો અને ત્યાંથી બરાબર ઉભી નાની લાઈન દોરો. ક, ગ નું માંપ લઈ તેજ માંપ ખ થી મેલી ઉભી લાઈનિને લાગે તેમ માંપી ખ, ચ લાઈન દોરો. ખ થી હેઠે ૬) ઈંચપર છ તાંપ મુકી ચ આગલથી ૨) ઈંચ છોડી ઘ, છ, જ વાંક દોરો.

**બાજુનો કાપ**—પાછી ઉભી અને આડી લાઈન ઉપર મુજબ દોરો. ક થી ગ સુધી લંબાઈનું માંપ મુકો. પછી કમ્મરનું અરધું માંપ લઈ તેનાં ત્રણ ભાગ કરી તેમાંનાં બે ભાગ જેટલું માંપ આડી લાઇનપર મુકો એટલે જો કમ્મર ૨૪) ઈંચ હોય તો તેનો અરધો ભાગ ૧૨). તેનાં ત્રણ ભાગ કરીશું તો દરેકમાં ૪) ઈંચ આવશે તેમાંનો ⅔ ભાગ એટલે ૮) ઈંચ આડી લાઈનપર માંપી એક ઈંચ ઉપર જઈ તાંપ ખ મુકો. ક થી ૦ાા) ઈંચિ જમણીમેર ઘ મુકો. ગ થી ૨૪) ઈંચ જમણીમેર તાંપ મુકી તેપરથી એક નાની ઉભી લાઈન દોરી, ક, ગ નું માંપ લઈ તે માંપ ખ થી પેલી ઉભી લાઈનને લાગે ત્યાં સુધી મુકો ચ. ખ, ચ જોડી નાંખો. ગ થી બે ઈંચિ ડાબી બાજુએ ઝ તાંપ મુકી નીચેનો વાંક ચ સુધી દોરો પછી ઘ થી ૬) ઈંચ હેઠે છ તાંપ મુકી ઘ, છ, ઝ જોડી નાંખો. ચ થી ૩) ઈંચિ છોડી જ મુકો અને ખ, જ વાંક દોરો.

**ચમટો**—ઘ, ખ ની બરાબર વચ્ચે એક તાંપ મુકી સીધી ૩) ઈંચ હેઠે એક લાઈન દોરવી. પછી પેલી બરાબર વચ્ચેની તાંપની. બંને બાજુએ પોણો પોણો ઈંચ છોડી બીજી બે તાંપ મુકી આકૃતી મુજબ ચમટો દોરવો.

**પીઠ**—અગાઉ માફક આડી ઉભી બે લાઇન દોરી અરધી કમ્મરનાં ત્રીજા ભાગની લંબાઈ ક આગલથી માંપી ૧) ઈંચ ઉપર ખ તાંપ મુકો. અરધી કમ્મરનો ત્રીજો ભાગ ૪) ઈંચ થશે. ક થી ગ સુધી પેટીકોટની લંબાઈ મુકી, ગ થી ૩૪) ઈંચ દુર તાંપ મુકી તેપરથી ઉભી સીધી લાઇન દોરવી અને તે લાઇનને લાગે તેમ લંબાઈનું માંપ ખ થી માંપી ચ તાંપ મુકી ખ, ચ લાઈન દોરવી. ચ થી

ત્રણ ઇંચ દુર 'જ' મુકી ગ, જ વાંક દોરવો. ગ થી દાબીમેર ૨) ઇંચપર ઝ મુકો. ક થી ૬) ઇંચ હેઠે ઉતરી છ તાંપ. ત્યાંથી ઝ સુધી વાંક દોરી જાવો.

એ પેટીકોટ આગલ આપેલા પેટીકોટની માફકજ સીવવો.

---

## ઇજાર ( ખઇરાંની ).

જો ઈજારનો નમુનો આપણી પાસે નહી હોય તો પેહરનારનું માંપ કમ્મરથી ગુંઠણ સુધી લેવું. ગુંઠણ હેઠેની લંબાઈ જેટલી જોઇએ એટલી રાખવી. એ ઉપરાંત લેફો વાલવા માટે સુમારે ૨) ઇંચ કપડું વધારે રાખવું. ધારો કે કમ્મરથી ગુંઠણ સુધીની લંબાઈ ૨૨) ઇંચ હોય, ગુંઠણની હેઠે ૮) ઇંચ વધુ રાખવું હોય અને ૨) ઇંચ લેફા માટે તો બધું મલી ૨૨+૮+૨=૩૨ ઇંચ લંબાઈનું કપડું જોઇએ. લેફા સુધાં જેટલી ગુંઠણ સુધીની લંબાઇ હોય તેટલી પોહલાઇ પાયજાની રાખવી એટલે ૨૪) ઇંચ પોહલાઈ તેને દબલ કરતાં ૧૨) ઇંચ થશે માટે ૩૨×૨૪ નાં બે ટુકડા ફાડવા.

**ખસ્તકની લંબાઇ**—એ માંપ પાયજાની જેટલી લંબાઇ ગુંઠણ સુધી હોય તેટલુંજ રાખવું.

**ખસ્તકની પોહુલાઇ**—પાયજાની એકવડી પોહલાઈનાં આશરે પોણાં ભાગ જેટલી રાખવી. એટલે ખસ્તક માટે ૨૪×૯ ઇંચનાં બે ટુકડા રાખવા.

**ખસ્તક વેતરવાની રીત**—ઉપલા બંને ટુકડાને સાથે મુકી નીચેથી પોહલાઇનાં ભાગને પકડી લંબાઈનાં નીચલા ભાગપર વાલીને મુકવો. (જુઓ આકૃતી), ક, ખ, ગ, ઘ ખસ્તકનો સીધો ટુકડો છે. ખ, ગ ભાગને ઉંચકીને ખ, ચ લાઇનપર અઢડાવીને મુકયો છે. તેમ કરવાથી એક ત્રીકોણ આકાર ચ, ખ, છ થશે. છ થી ક સુધીનો ભાગ ત્રીકોણ આકાર વાલીને સર પાડી કાપી નાંખવો એટલે ક, ઘ, છ ભાગ છુટો પડશે. સીવતી વેલાએ એ ભાગને ઉલટાવી ઘ, ક લાઇનને ચ, છ લાઇન સાથે મેલવી સીવી લેવી. બેઉ ભાગની સીધી લાઈન

તથા કાપેલી આડકત્રી લાઇન સાથે મુકાવી જોઇએ. આકૃતીમાં મીંડાવાલી લાઇન ખસ્તક કપાયા પછીનો ભાગ બતાવે છે.

જો કપડું લંબાઇએ ઓછું હોય અને પોહલાઇએ વધારે હોય તો ખસ્તકમાં સેહજ ફેરફાર કરી કાપવું. લંબાઈ જો ઓછી રાખીએ તો તેનાં પ્રમાણમાં પોહલાઈ વધારે રાખવીજ જોઇએ. નહી તો ખેંચાઈ ફાટી જાય. ધારો કે લંબાઈ ૨૨) ઈંચ હોય તો પોહલાઈ ૧૧ ઇંચ રાખવી. એકુ ઇંચ વધુ હશે તોપણ ચાલશે. બંને કટકા એક સરખા રાખી ઉપર મુજબ વાલીને મુકવા. પછી છ, ક ભાગ કાપવા. પેહલાં છ આગલથી ૨) ઈંચ અને ક આગલથી ૨) ઇંચ છોડી સર પાડવો. (જુઓ આકૃતી.) પછી વાલીને કાપવું. સીવવું ઉપલીજ રીત પ્રમાણે.

ખસ્તકની પોહલાઈ કેટલીક વેલા આખા પાયજાની પોહલાઇનાં ત્રીજા ભાગ જેટલી પણ રાખવામાં આવે છે. એટલે આખો પાયજો ૨૪) ઈંચ હોય તો ૨૪÷૩=૮ ઇંચ. પોહલાઇનું માંપ શરીરનાં કદ પ્રમાણે જેમ ઠીક પડે તેમ રાખવું. તેજ પ્રમાણે પાયજાની લંબાઈ યા પોહલાઇનું માંપ પણ રાખવું.

**સલંગ ઇજાર કાપવાની રીત—**આ જાતની ઇજાર કાપતાં થોડુંક કપડું બગડશે. પણ કેટલીક વેલા કપડાંનો પનેહ એવો હોય છે કે તેમાંથી પાયજા તથા ખસ્તક છુટું વેતરતાં કપડું થોડુંજ બાકી વધે છે. તેવી રીતે જો થતું હોય તો નીચે જણાવેલી રીત મુજબ સલંગ ઇજાર વેતરવી. એ રીત ઉપલી રીતો કરતાં સીવવા તેમજ કાપવામાં વધારે સેહલ છે. કપડાંનો ટુકડો એવી રીતનો હોય કે છુટું ખસ્તક કાહડવાથી કપડું બીલકુલ બગડે નહી તોજ તે રીતે કાપવી નહી તો સલંગ વેતરવી.

પહેલાં પાયજાની લંબાઇ ઉપર મુજબ લેવી. અત્રે ૩૨) ઈંચ રાખીશું. જેટલી લંબાઇ હોય તેનાં કરતાં ૧⅙ ભાગ કપડાંની પોહલાઈ રાખવી. ૩૨÷૬=૫⅓. ઘણાં નાનાં વીભાગો ગણત્રીમાં લેવા નહી. એટલે ૩૨+૫=૩૭) ઇંચ પોહલાઈ રાખવી.

હવે કપડું ૩૨×૩૭ ઈંચ માંપનું રાખવું, પછી આકૃતી મુજબ ચીતારી જવું. પેહલાં પોહલાઇએથી કપડાંને ડબલ કરવું એટલે ડબલ

કપડાંની પોહલાઇ ૧૮ાા) ઈંચ થશે. ખસ્તકની લંબાઇ એ પોહલાઇનાં જેટલીજ રાખવી. માંપ ઉપરથા લેફાનો ભાગ છોડીને લેવું. એટલે જો લેફા ૨) ઇંચ રાખવો હોય તો ઉપરથી લંબાઇ ૧૮ાા+૨=૨૦ાા ઇંચ રાખવી.

• **પાયજાની પોહુલાઇ—**એજ પોહલાઇનાં ⅔ ભાગ જેટલી એટલે ૧૨) ઇંચ

એ બંને તાંપ મુકી પાયજા આગલના ભાગનો વાંક ચીતારવો. પછી ઉપલા જમણાં ખુણાંપરથી ૪) ઇંચ અંદર છોડી ત્યાં એક તાંપ મુકવી અને ખસ્તકનો આડકત્રા ભાગ ચીતારવો. એવી રીતે બે ભાગો કાપવા. આકૃતીપરથી જણાશે કે એવી રીતે કાપવાથી બાજુનું થોડુંક કપડું બગડશે. લાંગકલાથનાં સુતરાઉ લેંગા જો એ મુજબ કાપવા હોય તો લાંગકલાથની પોહલાઇ ૩૬) ઇંચ આવશે. તે પોહલાઇ એમની એમ રાખી લંબાઇએથી જો ટક મારવી હોય યા નીચેની કીનારી પોહલી રાખવી હોય તો તેનાં પ્રમાણ મુજબ કપડું લાંબું રાખી કાપવું. પોહલાઇએ એક ઇંચ ઓછું રાખવાથી કાંઈ ફેર પડશે નહી.

**ઇજાર સીવવાની રીત—**આ સલંગ ઇજાર સીવવામાં કાંઈ મુશકેલી પડશે નહી. પેહલાં પાયજાની કીનારી સીવી તેનો સાંધો સીવી નાંખવો. બંને પાયજા એવી રીતે સીવ્યા પછી બેઉનાં વચ્ચેનાં આડકત્રા સાંધા સાથે પકડી ઉપરથી સુમારે ૨) ઇંચ જેટલું કપડું લેફા માટે છોડી આખો સાંધો ફરતો સીવી જવો. બંને પાયજા એવી રીતે સીવ્યા પછી બેઉનાં વચ્ચેનાં આડકત્રા સાંધા સાથે પકડી ઉપરથી સુમારે ૨) ઇંચ જેટલું કપડું લેફા માટે છોડી આખો સાંધો ફરતો સીવી જવો. બીજે છેડે પણ એજ મુજબ લેફાનો ભાગ છુટો રાખવો. એ છુટા રાખેલા ભાગને ટચકા કહે છે. દરેક છેડે બે ટચકા આવશે. પછી સવરી બાજુથી ટચકાંને વાલીને સીવી લેવાં. ( જુઓ આકૃતી.)

આ આકૃતીપરથી ટચકાં કેવી રીતે સીવવાં તે સેહલાઇથી સમજી શકાશે. લેફાની પોહલાઇનાં પ્રમાણ મુજબ તે પોહલાં યા સાંકડા વાલવા.

અત્રે લેફાની પોહલાઇ ૨) ઇંચ રાખી છે. માટે હવે ૨) ઇંચ જેટલો ભાગ સવરી બાજુએ વાલી સીધું સીવી જવું. સીવણમાં સુમારે

૦।) ઇંચ જેટલું કપડું દાબવું એટલે લેફાની પોહલાઈ ૧।।) ઇંચ તૈયાર રેહશે. જોઇએ તો પોહલાઈ થોડી ઓછી રાખી સાંકડો લેફો કરવો. સાંકડો લેફો જલદીથી ઘસાઇને ફાટી જાય છે માટે ઉપલી પોહલાઇ પુરતી થશે. આ રીત સલંગ ઇજાર માટે છે.

છુટાં ખસ્તક જોડવાની સમજણ આગળ આપી છે તે મુજબ પહેલાં ખસ્તકનાં નાનાં ભાગને મોટા સાથે જોડવો. પેહલાં નાનાં ખસ્તકને ઉલટાવી તેની નાની સીધી બાજુને મોટાં ખસ્તકની તેવીજ નાની બાજુ સાથે જોડવી. પછી બંને ભાગ સીધા એકેકપર મુકી જોવા. જો છેડાપરથી વાંકુ ચુકું હોય તો કાપી સરખું કરવું. પછી મોટાં ખસ્તકની લાંબી સલંગ બાજુને પાયજાની એક બાજુની કોરેકોર સાથે જોડવી. તેમજ બીજી બાજુએથી બીજાં નાનાં ખસ્તકની સલંગ બાજુ સાથે જોડવી. પાયજાના ભાગ જે છુટા રહયા છે તે બંને સાથે પકડી જોડી નાંખવા. હવે એક પાયજો તેનાં ખસ્તક સાથે પુરો થશે. એવીજ રીતે બીજો તૈયાર કરી, તેનો વચ્ચેનો સાંધો ઉપર આપેલી રીત મુજબ સીવી ટચકાં તથા લેફો તૈયાર કરવો.

ઇજારમાં સીલાઇ જુદી રાખવી નહી.

મધ્યમ્ કદનાં બઇરાં માટે સલંગ ઇજારમાં એક વાર પનેહનું કપડું સુમારે વાર ૧।।।) જોઇએ. જો રેશમી કપડું હશે તો ઘણું કરીને ગજને હીસાબે મલશે. એક ગજ ૨૭) ઇંચનો અથવા ૨૪) તસુનો થાય છે. એક વાર ૩૨) તસુનો થાય છે. ઇંચ કરતાં તસુ મોટો હોય છે. માટે જો રેશમી કાપડનો પનેહ ૩૨) તસુનો હશે તો સુમારે ૨) ગજ ૮) તસુ કપડું જોઇશે.

છુટાં ખસ્તકની ઇજાર માટે એટલાજ (૩૨ તસુનાં) પનેહનું કપડું એટલુંજ (લગભગ ૨।। ગજ) જોઇશે. જો પનેહ એથીબી નાનો હોય તો વધુ જોઇશે. દબલ પનેહનું ૧।।) થી ૧।।।) ગજ જોઇશે.

## બઇરાંઓની ઈજાર (અંગ્રેજી ઢબની).

**માંપ લેવાની રીત**—કમ્મરનું માંપ ખેંચીને લેવું નહી. લંબાઈ માટે કમ્મરની બાજુથી ગુઠણ સુધી પગનું માંપ લેવું. બાહ-

રનાં કપડાંપરથી માંપવું અને તેમાં બીજા ૩) ઇંચ પીઠની ઉંચાઈ માટે ઉમેરવા.

કપડાંની પોહલાઇની ગણુત્રી લંબાઇનાં માંપ ઉપરથી કરવી. જેટલી લંબાઈ તેનાં ૧ ૧/૫ અથવા ૧ ૧/૨ ભાગ પોહલાઇ રાખવી. જેમકે પગની લંબાઈ ૨૪+૩=૨૭ ઇંચ હોય તો પોહલાઇ ૨૭×૧ ૧/૫=૩૩ ઇંચ સુમારે આવશે. ગણુત્રીમાં ઇંચિનાં નાના ભાગોં આવે તે છોડી દેવા. ત્યારે લંબાઇ પોહલાઈનું માંપ ૨૭×૩૩ આવશે, જે નાનાં કદ માટે પુરતું છે. મોટાં કદનું માંપ જે પાસેની આકૃતીમાં આપ્યું છે તે નીચે મુજબ છેઃ ૨૭ × ૩=૩૦ ઇંચિ લંબાઇ, પોહલાઇ ૩૦×૧ ૧/૫=૩૬ ઇંચિ ૩૦×૩૬. છેલ્લાં માંપ માટે ૩૬) ઇંચિ પનેહનું કપડું ૧॥) થી ૨) વાર સુધી એક ઇજાર માટે જોઇશે.

કપડાંને પનેહમાંથી બેવડું કરવું. તેમ કરતાં તેનું માંપ ૩૦×૧૮ થશે. ખસ્તકની લંબાઈ, પોહલાઈનાં જેટલીજ રાખવી ૧૮) ઇંચ.

ગુંઠણુ આગલથી પાયજાની પોહલાઇનું માંપ કપડાંની પોહલાઇનાં ૧/૩ ભાગ જેટલું એટલે ૧૨) ઇંચ. આ માંપ ગેધરવાલા પાયજા માટે છે. જો સાદો રાખવો હોય તો આકૃતીમાં મીડાંવાલી લાઇન પાયજા હેઠે ૩॥) ઇંચ લંબાવીને મારી છે તેમ રાખવી. તેમાં ૧) ઇંચ દામણુ અને ૨) તક ૦॥) ઇંચિની આવશે. જો પાયજો વધુ ઢીલો જોઇએ તો તે મુજબ વધારે પોહલું કપડું રાખવું.

પીઠનો ખસ્તકનો વાંક કપડાંની પોંહલાઇનાં ૧/૨ ભાગેથી એટલે ૩) ઇંચ હઠીને શરૂ કરવો.

**કમ્મરનો વાંક**—સાધારણુ કદનાં માણુસ માટે ધ્રડીવાલા ભાગપરથી ૨) ઇંચ હેઠે ઉતરી દોરવો. ઘણું પટલું કદ હોય તો ૩) ઇંચિ ઉતરવું.

**આગલો ખસ્તકનો વાંક**—પીઠનાં વાંકની દાખીમેર ૩) ઇંચિ હઠીને, ૩) ઇંચિ નીચે ઉતરી દોરવો. આકૃતીમાં મીડાંની લીટી દોરી છે. તેનાં અડસટાએ દોરવો.

**કમ્મરની પટી**—આ પટી કમ્મરનાં માંપ કરતાં ૨) ઈંચ લાંબી રાખવી. (૧ાા) ઇંચ એક બીજાપર છેડા ચહડાવવા માટે અને ૦ા) ઈંચ બંને છેડા વાલવા માટે). પોહલાઇએ કપડું ૪) ઈંચ રાખવું. જે બેવડું વલાયા પછી અને બંને બાજુ સીલાઇમાં દબાયા પછી તૈયાર ૧ાા) ઈંચ રેહશે. ઉપલું માંપ સાધારણ કદનાં બઇરાં માટે પુરતું છે. ઘણાં જાડાં માણસ માટે ખસ્તકનો ભાગ પોહલાઇએ વધારવો જોઇએ. તે માટે પાયજો જે ખુણાં આગલથી શરૂ થાય છે ત્યાં ચીપ્યાં જોડવાં જોઇએ, અને લંબાઇએ તે ખુણું ૧) થી ૨) ઈંચ નીચે ઉતારવું જોઇએ.

**સીવવાની રીત**—પાયજાનાં સાંધા સાધારણ રીતે સીવીને વાલવા, પણ વાલતી વેલાએ જમણાં પગનો સાંધો ગુંઠણપરથી અને ડાભા પગનો ખસ્તક તરફથી વાલવો. એમ સીવવાથી બંને સાંધા પીઠનાં ભાગપર વલશે અને એકમેકની સાંમે સરખા આવશે. જોડતી વેલા પેહલાં બંને ગુંઠણ તરફથી શરૂ કરવા. સીવતાં કોઇબી બાજુ લાંબી ટુકી (કાપવાની ખાંમીને લીધે) માલમ પડે તો ખસ્તકની બાજુ તરફથી કાપી બરાબર કરવી.

**ગુંઠણ**—એ ભાગ તરેહવાર રીતે સીવવામાં આવે છે. ગુંઠણ પર ગેધર કરી પટી મુકવી હોય તો પેહલાં પટીની લંબાઇનો ચોથો ભાગ માંપવો. જે અત્રે ૨૪) ઇંચ છે. એટલે ૬) ઈંચ થશે. તેનાં અરધા ભાગ જેટલું માંપ ૩) ઇંચ પાયજાનાં સાંધાની બંને બાજુએ છોડી ત્યાંથી ગેધર શરૂ કરવી. આવી રીતે ગેધર લેવાથી, પેહરતી વેલા પાયજો ફરી જતો નથી. કેટલીક વેલા આખા ભાગપર ફરતી ગેધર લેવામાં આવે છે. તેમ લીધાથી ગેધર ઘણીજ થોડી દીસશે. ફલાનલનું કપડું હોય તો ગેધરને બદલે પ્લીટ મારવી.

જો ગુઠણનો ભાગ સાદો સીવવો હોય તો નીચેની કીનારી ૦ાાા) થી ૧) ઈંચ સુધી સાદી રાખવી અને ૦ા) યા ૦ાા) ઈંચની તક મારવી. તક કેટલી આવશે તેની ગણત્રી કરી મારવી.

**કમ્મરની પટી**—આ પટીને પોહલાઇએથી બેવડી કરી તેનાં બંને છેડા અંદર વાલીને ટાંકવા. પછી પટીને લંબાઇએથી બેવડી

વડી કરી તેનો એક છેડો બીજાંપર ૧।।) ઇંચ સુધી આવે તેમ ટાંચણી મારવી. એવી રીતે પકડી તેનાં ચાર સરખા ભાગ કરી પટીપર નીશાની કરવી. પછી છેડાઓપર મારેલી ટાંચણી છુટી કરવી.

હવે ઇજારનાં આગલા અધવચનાં ભાગને પટીની બરાબર વચ્ચેની નીશાની સાથે ટાંચણી મારવી; બંને બાજુનાં સરને પટીનાં ૧) ભાગવાલી નીશાની સાથે ટાંચણી મારવી.

એ પટી ફાંકવા આગમજ ખસ્તકનો વચ્ચેનો સાંધો તૈયાર કરવો જોઇએ. એ સાંધો ઘણું કરી ખુલ્લો રાખવામાં આવે છે. આગલા કમ્મરનાં ઉપલા ભાગથી ફક્ત ૪) ઇંચ સુધીનો સાંધો સીવી બાકીનો ખુલ્લો રાખી બંને કાપની કીનારી બારીક વાલી છુટી સીવવી, અથવા તેપર ઝીણી પટી મુકી સીવવી. એટલું કીધા પછી ઉપર સમજાવ્યા મુજબ કમ્મરની પટી ગોઠવીને ફાંકવી. ફાંકતી વેલા કમ્મરનાં આગલા ભાગની વચ્ચેનાં સાંધાની બંને બાજુએ ૧) થી ૨) ઇંચ જેટલું કપડું છોડી ગેધર શરૂ કરવી. તેમજ પીઠનાં બંને છેડાપર અકેક ઇંચ કપડું સાદું રાખવુ. ઉપર આપેલી સમજણ મુજબ પટીનાં ભાગ પાડી તેને ફાંકી સંચામાં મુકવી. પટીનું ઉપલું એક પડ જોડયા પછી બીજી મેરની કીનારીને સીવણપર વાલી ફાંકીને સીવી જવી.

પેહરનારની જમણી બાજુએ પટીને નાંકે બે બતન હોલ એક બીજાંની ઉપર બનાવવાં. પટીનો આ છેડો ઉપર રેહશે. બીજો એટલે દાબી મેરનો છેડો જે નીચે જશે ત્યાં નાંકેથી ૧।।) ઇંચ છોડી બે બતન એક ઉપર અને બીજું હેઠે એ પ્રમાણે તાંકવાં.

જો બતનને બદલે ટેપ તાંકવી હોય તો પટીનાં બંને છેડાપર તાંકવી અને જમણાં છેડાથી ૫) ઇંચ દુર એક બતન હોલ ઉભું બનાવવું. પેહરયા પછી જમણાં છેડાપરની ટેપ લેંઘાનાં ઉપલા ભાગપરથી લઇ દાબી મેરથી આગલી બાજુ લાવવી. અને દાબો છેડો જે નીચે જશે તે ટેપ પેલાં બતન હોલમાંથી બાહર કાઢી જમણી મેરથી આગલ લાવી બંને છેડાને આગલી બાજુએ બાંધી લેવા. બતન કરતાં આ ટેપવાલી ગોઠવણ વધુ સગવડભરી થઇ પડશે. જો ટેપ પછવાડે

બાંધવી હોય તો જમણી મેરની ટપ પટીને નાકે અવરી બાજુથી તાંકવી અને ડાબી મેરની ડાબા છેડાથી ૧॥) ઇંચ અંદર પટીની ઉપલી સવરી બાજુએ તાંકવી એટલે બંને છેડા બરાબર એક બીજા-પર બેસશે. પછી પછવાડે બાંધી લેવી.

વચ્ચે ખસ્તકનો ભાગ ખુલ્લો હોવાથી તે ઉંધડી ન જાય તે માટે લેફાથી ૯) ઇંચ નીચે માંપ લઇ એક બતન તથા બતન હોલ બનાવવું. પટી જો પુરતી પોહલી ન હોય તો બતન હોલ તથા બંતન માટે કપડાંની એક કાપલી તે જગાએ તાંકી તેપર બનાવવું જેથી મજબુત રેહશે.

---

# પ્રકરણ ૬ ઠું.

---

## રાંધતી વેલા પેહરવાનું એપ્રન.

અત્રે આપેલાં એપ્રનનું માપ મધ્યમ કદ માટે પુરતું થશે. તે માટે ૩૬) ઇંચ પનેહનું કપડું વાર ૧ાા) અથવા જો બે એપ્રન સાથે વેતરવામાં આવે તો ૩) વાર જોઇશે.

કાપમાં સર્વે બાજુની સીલાઈ આવી જશે.

એપ્રનનાં ભાગો નીચે મુજબ છે:—

સ્કર્ટ ૩૬×૩૬ ઇંચ.

બોડીસ (bib) ૧૬×૧૩ ઇંચ.

કમ્મરની પટી ૨૬ાા×૩ ઇંચ { આ માંપ લંબાઇએ ૨૫) ઇંચ કમ્મર માટે પુરતું છે. પેહરનારે પોતાની કમ્મરનાં માંપ કરતાં ૧ાા) ઇંચ વધારે રાખવું.

ખભાંના પટા ૨૭×૩ ઇંચ (એવા ૨) જોઇશે.)

**કાપવાની રીત**—સ્કર્ટની પોહલાઇ ૩૬) ઇંચ છે. જો પનેહ થોડા ઇંચ મોટો હોય તો કાપી ઓછો કરવો નહી. સ્કર્ટ માટે ઉપલાં માંપનો ટુકડો કાપી તેને પનેહમાંથી બેવડો કરી ઘડીવાલા ભાગ તરફથી ૦ાા) ઇંચ નીચે ઉતરી કમ્મરનો વાંક દોરવો. (જેમ પેટીકોટમાં દોરવામાં આવે છે), આગલી બાજુથી સીધો હાથ રાખી ધીમે ધીમે ઉપર જઇ નાંકે મેલવી દેવો. સ્કર્ટમાં ફકત એટલુંજ વેતરવું પડશે.

બોડીસ (bib) માટે ૧૬×૧૩ ઇંચનો ટુકડો કાહડી પોહલાઇએ ઘડી કરવી. એટલે લંબાઇ ૧૬) અને પોહલાઈ ૬ાા) ઇંચ થશે. એ બેવડી ઘડીને પાછી લંબાઈ અને પોહલાઇએ ઘડી કરી ચાર ભાગ કરો (આકૃતીમાં મીડાંવાલી લીટીઓ જુઓ). ગલાંનો કાપ લંબાઇના અરધા ભાગની લીટીથી ૧) ઇંચ ઉંચે શરૂ કીધો છે. તે પોહલાઇનાં અરધા ભાગથી ૧) ઇંચ હઠી પુરો થાય છે. તેને અઢડી

૦।) ઈંચ હેઠે ઉતરી ખભું ચીતાર્યું છે. બાહરનો વાંક પોહલાઇની અધવચે શરૂ કરી ઉભી લાઇન સાથે મેલવી દીધો છે.

કમ્મર માટે બાહેરનાં કપડાંપરથી પેહરનારનું માંપ લઇ તેમાં ૧॥) ઇંચ ઉમેરવા (૧ ઇંચ છેડા એક બીજાંપર ચહડાવવા અને ૦॥) ઇંચ વાલવા જોઇશે). સાધારણ રીતે કમ્મર માટે ૨૫+૧॥=૨૬॥ ઇંચ લાંબી પટી જોઇશે.

ખભાંનો દરેક પટો ૨૭) ઇંચ લાંબો અને ૩) ઇંચિ પોહલો જોઇશે. લંબાઈનું માંપ પેહરનારનાં આંગપરથી લેવું. બંને પટા પીઠપરથી આડકત્રા થઇ કમ્મરની પટીપર બટનથી જોડાશે.

**સીવવાની રીત**—સ્કર્ટની બાજુની બંને કીનારી ૦।) ઇંચ વાલીને સીવવી. નીચેની દામણ ૧) ઇંચિ યા વધુ પેહરનારનાં માંપનાં પ્રમાણમાં વાલી સીવવી. સ્કર્ટનો વચ્ચેનો ભાગ પકડી તેની બંને બાજુએ ૦।।) થી ૧) ઇંચિ પોહલી પ્લીટ મારવી. એવી રીતે પ્લીટ ગોઠવવી કે વચ્ચેથી છેડે સુધી તેનું માંપ ૯) ઇંચિ થાય. બંને બાજુનું માંપ સરખું રાખવું. પ્લીટની વલાણ બંને છેડા તરફ આવે તેમ રાખવી. એટલે વચમાંનો ભાગ "બોક્ષ પ્લીટ" જેવો દેખાશે. જે ૨॥) ઇંચિ રાખવો. બંને બાજુની પ્લીટ એકસરખાં કદની અને સરખે તફાવતે ગોઠવવી. જો પ્લીટ ન જોઇએ તો "ગેધર" કરવી. એ ભાગ પુરો થયા પછી તેનું આખું માંપ ૧૮) ઇંચ આવશે.

**કમ્મરની પટી**—પટીની લંબાઇની કીનારી ઝીણી વાલવી. પોહલાઇએ પણ તેમજ વાલવી. લંબાઇનાં અરધા ભાગપર સર પાડવો. પટીનાં અધવચ ભાગને સ્કર્ટનાં વચ્ચેનાં ભાગ સાથે જોડી બંનેને ફાંકી બખ્યો મારવો. પછી પટીને સીવેલા સાંધાપર વાલી સીવી જવી. પટીનો જે ભાગ સ્કર્ટથી અલગ રહે તેને પણ એજ રીતે બેવડો પકડી સંચો મારવો.

**બોડીસ (bib)**—બાહેરની બાજુ તેમજ ગલાંનાં વાંકની કીનારી ઝીણી વાલી સીવવી. કીનારીની પોહલાઇ ૦।) ઇંચ રાખવી. ગમે તો એ ભાગોપર પટી લગાડવી.

બોડીસનો નીચલો યા કમ્મરનો ભાગ પટીનાં ઉપલા ભાગ સાથે જોડવા માટે બંનેને વચ્ચેથી પકડી ટાંચણી મારવી. બોડીસનાં નીચલા ભાગપર થોડીક ગેધર કરી તેનું માંપ ૪॥) ઇંચ થાય તેટલું રાખવું. પછી તેને પટીની ઘડીવાલી કીનારીથી ૦॥।) ઇંચ હેઠે ઉતરી ઝુંકવી અને કીનારીની લગોલગ સવરી મેરથી બખ્યો મારવો. પછી અવંરી બાજુથી કીનારી વાલી હાથે સીવી જવી. તાંકા સવરી બાજુથી દીસે તેમ લેવા નહી.

**ખભાંનાં પટા**—બીબનાં ખભાંનાં છેડા સાથે આ પટા જોડવા. પેહલાં પટીઓની કીનારીને બંને બાજુથી ૦।) ઇંચ વાલી એવડી કરી સંચો મારવો અને તેનાં છેડાને ખભાંનાં છેડાપર બેસાડવા. જો ખભાંનો ભાગ મોટો હોય તો સેહજ પ્લીટ લેવી. સાંધારણ રીતે સાંધા જોડીએ તેમ જોડી પછવાડેથી વાલીને સીવવું. ખુણાં બરાબર સીવવાં.

કમ્મરની પટીપર ડાબી બાજુએ બતન લગાડવું, અને જમણી બાજુએ બતન હોલ કરવું. ખભાંની પટીઓને પીઠપરથી આડકત્રી લઈ કમ્મરપર જ્યાં બેસે ત્યાં બતન લગાડવાં. અને પટીનાં છેડાપર બતન હોલ કરવાં.

બોડીસનાં ગલાંપર તેમજ બાહરની કીનારીપર ફરતી લેસ લગાડવાથી એપ્રન વધારે શોભઈતું લાગશે.

જો એપ્રનનું માંપ મોટું બનાવવું હોય તો કાપનું પ્રમાણ નીચે મુજબ રાખવું. સ્કર્ટ માટે કપડું પનેહમાં ૧॥) ગણું યા ૧⅔ ગણું વધારે રાખવું. અને તેને ૨૦) થી ૨૧) ઇંચ સુધીની ગેધર યા પ્લીટમાં બેસાડવું. બોઢીસનું માપ ૧૭×૧૪ યા ૧૫ ઇંચ રાખવું.

કમ્મર અને ખભાનાં પટા પેહરનારનાં માંપ મુજબ રાખવા.

---

## એપ્રન ૨ જું.

આ એપ્રન ચાર ટુકડાનું બનેલું છે, સ્કર્ટનાં ૩) ટુકડા અને બોડીસ. તે માટે કપડું ૨॥) વાર જોઇશે.

**સ્કર્ટનો આગલો ભાગ**—પેહરનારની કમ્મરથી સ્કર્ટ જેટલું નીચું જોઈતું હોય તેટલું તેનું માંપ લેવું, અને તેમાં ૧) ઇંચ ઉમેરવો.

લંબાઇ ૩૩+૧=૩૪ ઇંચ. કપડાંનો પનેહ ૩૨ ઇંચ છે. તેની બેવડી ધડી કરવી. ધડીવાલા ભાગ તરફથી ૧) ઇંચ હેઠે ઉતરી ૬) ઇંચિ જમણી તરફ હઠી કમ્મરનો વાંક દોરવો. પછી ધડીવાલા ભાગની લંબાઇનું માંપ લઈ તેટલીજ લંબાઈ સાંમેની લીટીપર માંપી નીશાની કરવી. જે ૩૩) ઇંચિ થશે. પછી કમ્મરનાં ખુણાંથી આ નીશાની સુધી આડકત્રી લાઇન દોરવી અને તેને અડસટે જરા વાંક-વાલી લાઇન ચીતારવી. તળીએનો ભાગ આ લાઇન સાથે લેવો. (જુઓ આકૃતી.)

બાજુનાં બે કાપ માટે એજ માંપનું કપડું જોઇશે. ૩૪×૩૨. તેની એજ પ્રમાણે બેવડી ધડી કરવી અને કમ્મરનો કાપ ॥) ઇંચ હેઠે ઉતરી દોરવો. આટલા ફેરફાર શીવાય બીજી સર્વે રીતે એ કાપ ઉપલા કાપની માફકજ દોરવો. અને ધડીવાલા ભાગને કાપી બંને બાજુ છુટી કરવી. એ કાપ જો કાગજનાં કાપ્યા હોય તો કપડું કાપતી વેલા ફરતી ॥) ઇંચ સીલાઈ રાખવી.

**હવે બોડીસનો કાપ કાહડવો**—પેહલાં પેહરનારની લંબાઇનું માંપ ખભાંથી કમ્મર સુધી લેવું. તેમાં ૧) ઇંચ ઉમેરવો જે મલી સામટું માંપ ૧૪) ઇંચ થશે. ૧૪×૧૬ ઇંચનું એક ચોકડું ક, ખ, ગ, ઘ બનાવો. ગ થી દાબા હાથપર ૬॥) ઇંચ માંપી ચ નીશાની કરો. તેમજ ઘ થી ૬॥) ઇંચ છ માંપી ચ છ જોડી નાંખો. ક થી ૪॥) ઇંચિ હેઠે જ નીશાની કરો. ક થી ૬) ઇંચિ જમણાં હાથપર ઝ ટાંપ મુકી ત્યાંથી ॥) ઇંચિ હેઠે ઉતરી ટ મુકો. જ, ટ વાંક ગલાંનો દોરો. ચ થી ૧॥) ઇંચ હેઠે ઠ મુકી ટ, ઠ ખભાંની લાઇન દોરો. ખ થી જમણીમેર ૬) ઇંચે ડ મુકી ઠ, ડ વાંક દોરો.

ગ થી દાબી મેર ૩) ઇંચે ઢ મુકી ॥) ઇંચ હેઠે ઉતરી ણ મુકો. ગ થી ૩॥) ઇંચ હેઠે ત મુકી ણ, ત પીઠનાં ગલાંનો વાંક બનાવો. અને ણ, ઠ ખભાંની લાઇન દોરો. ઘ થી ૩) ઇંચપર

**થ** મુકી ઠ, **થ** વાંક દોરો. હવે આગલો તેમજ પીઠનો કાપ પુરો થશે. બંને કાપો છુટા પાડો.

કપડું વેતરતી વેલા તેની એવડી ઘડી કરી વેતરવું. આગલો ભાગ ઘડીપર રાખી એક ટુકડામાં વેતરવો. પીઠનો ભાગ ખુલ્લો હોવાથી તેનાં બે છુટા ટુકડા રાખવા. ફરતી ૦॥) ઇંચ સીલાઈ રાખવી. હેઠેનાં ભાગપર એટલે કમ્મર આગલથી સીલાઈ રાખવાની જરૂર નથી.

**સીવવાની રીત**—સ્કર્ટનાં ૩) ટુકડાઓને ફ્રેંચ સાંધા (Seam) થી સીવવા (એ સાંધાઓ સીવવાની સમજણ આગલ આપી છે.) સીવતી વેલા આગલા સાંધાના બંને આડકત્રા કાપ પીઠનાં બંને સીધા કાપ સાથે જોડાય તેમ પકડવું.

કપડાંની બે લાંબી પટીઓ કમ્મરનાં માંપ કરતાં ૧) ઇંચ લાંબી અને ૨॥) ઇંચ પોહલી કાપવી.

આ પટી જોડતી વેલા સ્કર્ટનો વચલો ભાગ પટીનાં અધવચ ભાગ સાથે જોડાય તેમ લેવું. એ પ્રમાણે પકડી આખી પટી જોડવી. એજ મુજબ અવરી બાજુથી બીજી પટી ઉપલી સીવેલી પટીપર મુકી સંચો મારવો.

પછવાડેની પટી લગાડવા આગમજ બોડીસના આગલા ભાગને વચ્ચેથી પટીનાં વચલા ભાગ સાથે મુકી ફાંકવો. બંને પીઠને પટીનાં બંને છેડા સાથે ફાંકી પછવાડેની પટી ઉપર ફાંકી પછી સંચો મારવો. એટલે પીઠ તેમજ બોડીસનો આગલો ભાગ બંને પટીઓની વચ્ચે દબાશે.

બોડીસનાં ખભાં જોડીને સીવવાં, તેમજ ગલાં અને બગલ આગલનાં ખુલ્લા ભાગોની ઝીણી કીનારી વાલી સીવવી, યા પટી લગાડવી.

પીઠનાં ભાગપર પછવાડે પટી લગાડી આંકડા યા બતન લગાડવા. કમ્મરની પટીનાં છેડાપર હોલ તથા બતન કરવાં.

---

## આખું એપ્રન યા "ઓવર ઓલ."

આ "ઓવર ઓલ" કામ કરતી વેલા આખું શરીર ઢંકાય એવા ઝભ્ભાને આકારનો બનશે. અંદર પેહરેલાં કપડાંનો બચાવ થશે. અને બનાવવાને દરેક રીતે સેહલ પડશે. ઢીલો હોવાથી કોઈનાંબી શરીરપર સેહલથી બેસી શકશે. સ્કુલ જતી છોકરીઓ માટે ખાસ ઉપયોગી થઇ પડશે.

**કપડાંનું માંપ**—છાતીથી નીચે સુધીની લંબાઇનું માંપ લઈ તેને બેવડું કરી, ચોક માટે ૦ાા) વાર વધુ તેમાં ઉમેરવું.

**પીઠનો કાપ**—ઉપર મુજબ લંબાઈ લઈ, તેમાં ૧) ઇંચ ઉમેરી કાગજપર તે માપ પ્રમાણે ઉભી લીટી દોરવી. લંબાઈ ૩૮+૧=૩૯ ઇંચ. તેને **ક, ખ** નામ આપવું. ક થી ૨૦) ઇંચ લંબાઇએ જમણી મેર સીધી લીટી દોરો **ગ** સુધી. ગ થી નીચે **ક, ખ** લાઇનની બરાબર **ગ, ઘ** લાઇન દોરી **ઘ, ખ** જોડી નાંખો.

**ક, ખ, ઘ,** ગ ચોકડું થશે. ક થી ૨) ઇંચપર જમણી મેરનાં ખુણાંમાં **ચ** ટાંપ મુકી, ખ થી ૧) ઇંચિ ઉપર **છ** ટાંપ મુકો, **ચ, છ** લાઇન જોડી દેવો. **ચ** થી ૫) ઇંચિ નીચે જ મુકી, **ચ** થી જમણી મેર ૪) ઇંચ હઠી **ઝ** મુકો, **જ, ઝ** બગલનો ગાલો થશે. **છ, ઘ** જોડો. હવે આકૃતી મુજબ કાપો **છ, ઘ, ગ, ઝ, જ, છ** આકાર કપાશે.

પીઠનાં એવા ૨) ટુકડા કપડાંપર કાપવા. આગલો ભાગ એકજ ટુકડામાં કપાશે એટલે તેને ઘડી આગલથી છુટો કરવો નહી.

પીઠ અને આગલા ભાગમાં સેહજ ફેર છે. તે માટે થોડા ખોલાસાની જરૂર છે.

આગલા ભાગ માટે લંબાઈ ૩૮) ઇંચિ રાખવી અને પોહલાઈ ૧૮) ઇંચ એકવડી. દબલ કપડું પોહલાઇએ ૩૬) ઇંચિ રાખી ઘડી કરવી, (૩૮×૩૬). જમણાં હાથપર ઘડીવાલો ભાગ રાખી ક આગલથી ૪) ઇંચ જમણી મેર અને ૫) ઇંચિ ઉભી લાઇનપર હેઠે છોડી બગલનો ગાલો દોરવો. એ શીવાય આગલા કાપમાં બીજું કશું ચીતારવાની

જરૂર નથી. જેમ પીઠનાં કાપમાં આડકત્રી લાઈનપર બગલનો ગાલો આવે છે તેમ અંહી ઉભી લાઇનપર આવશે. એટલોજ ફેર હોવાથી જુદી આકૃતી આપવાની જરૂર નથી.

**ચોક**—૧૨) ઇંચ લાંબુ અને ૬) ઇંચ પોહલું એક ચોકડું બનાવો, અને આકૃતી મુજબ તેનો આકાર ચીતારો. એવા ૪) ટુકડા જોઇશે બંને ખભાંના અને ૨) અસ્તરનાં. **ક**, **ખ** બાજુ બગલપર આવશે.

પટા માટે કપડાંનાં ૨) ટુકડા ૨૬) ઇંચ લાંબા અને ૨ા)ઇંચિ પોહલા લેવા. પટાની ફરતી સીલાઇ ૦ા) ઇંચિ રાખવી. બંને પટીઓને વાલી સાથે પકડી કીનારીથી ૦ા) ઈંચ દુર બખ્યો મારવો. આગલા તેમજ પીઠનાં ભાગને કાપતી વેલા મથાલે ૧) ઇંચ અને બગલ તેમજ બાજુનાં કાપોપર ૦ાા) ઇંચિ સીલાઇ રાખવી. નીચેની દામણુ જેટલી પોહલી જોઇએ તેટલું કપડું રાખવું. પીઠનાં બંને કાપો ઘડી આગલથી છુટા કરવા. આગલા ભાગની ઘડી કાપવી નહીં.

ચોક કાપતી વેલા ૦ાા) ઇંચિ ફરતી સીલાઈ રાખવી.

ચોકની સીધી બાજુ **ક**, **ખ** જે બાહર યા બગલનાં ગાલાપર આવશે તેપર જોઇએ તો ફ્રીલ (કપડાંની) યા લેસ મુકવી. ફ્રીલ માટે ૧૮) ઇંચ લાંબી અને ૩) ઇંચ પોહલી કપડાંની પટી લઇ તેની ૩) બાજુની કીનારી ઝીણી સીવવી. એક બાજુ લંબાઇએ સીવ્યા વીનાં રાખવી. જેપર ફ્રીલ માટે ગેધર કરીને ચોક અને તેનાં અસ્તરની વચ્ચે ફાંકી સીવી જવું.

**સીવવાની રીત**—પીઠ અને આગલા ભાગનાં સાંધા ફ્રેંચ સાંધાએ સીવવા. બગલનાં ગાલાપર ઝીણી કીનારી વાલવી. ઉપલા ભાગપર ગેધર કરવી. પીઠની બંને ખુલ્લી બાજુની કીનારી સાધારણુ કોર વાલીએ તેમ વાલીને સીવવી. ત્રણુડે ટુકડાનાં ઉપલા ભાગ (જ્યાં ૧) ઇંચ સીલાઇ રાખી છે) ને ૦ાાા) ઇંચિ અવરી તરફ વાલી ત્યાંથી ૦ાા) ઇંચ હેઠે ઉતરી દોરાતણુ કરવી. બીજી દોરાતણુ ત્યાંથી ૦ા) ઇંચિ હેઠે ઉતરી કરવી. પછી બંને દોરાતણુનો દોરો છેડેથી ખેંચી "ગેધર" કરવી. એ ભાગ હવે છોડી બાજુએ મુકો અને ચોક હાથમાં લેવો.

ચોકનાં થાર ટુકડા છે. બે ઉપલા કપડાંનાં અને બે અસ્તરનાં, દરેક ખભાં માટે બે જોઇશે. જો ચોક સાદો રાખવો હોય તો બંને કપડાંને એટલે કપડું અને તેનાં અસ્તરને કીનારીપરથી વાલી એકમેકપર મુકી બખ્યો મારી જવો. તેની નાલી ૨) બાજુઓ સીવ્યા વીના ખુલ્લી રાખવી. સીધી બાજુ જે બગલનાં ગાલાપર અને વાંકવાલી બાજુ જે ખભાંપર આવશે તે સીવી જવી. બગલવાલી બાજુપર જો ફ્રીલ મુકવી હોય તો બખ્યો મારવા આગમજ મુકવી.

હવે ઓવર ઓલ હાથમાં લઈ તેનાં ઉપલા ભાગપર જ્યાં ગેધરનો દોરો છે. ત્યાં આગલા ભાગપર છાતીની પોહલાઇનું માપ લઇ તેનાં પ્રમાણુમાં દોરો ખેંચી ગેધર લેવી. પીઠનું માંપ તેજ મુજબ લઇ બંને બાજુએ તેનાં પ્રમાણુમાં ગેધર લેવી. માંપ બરાબર આવ્યા પછી દોરો બાંધી લેવો.

આ ગેધરવાલા ભાગપર ચોકની નાલી બાજુ બગલનાં બંને છેડાપરથી શરૂ કરી ફાંકવી. ચોક અવરી બાજુથી મુકવો. એ બાજુઓ (ચોકની) સીવેલી ન હોવાથી તેપર ટેપની પટીઓ ફાંકવી, ટેપનાં ૩) ટુકડા ચોકનાં માપ પ્રમાણે કાપવા. એક આગલા ભાગની ગેધરપર આવશે. અને બે પીઠપર બરાબર ગેધરપર ગોઠવીને ફાંકવા જેથી ચોકનો સીવ્યા વીનાંનો ભાગ ઢંકાઈ જાય અને અવરી બાજુ સફાઇદાર લાગે અને તેને હાથે ઝીણાં તાંકાથી સીવી લેવા. આથી ગેધર પણ બરાબર રેહશે.

પછવાડે એક નાકે બતન લગાડવું અને બીજી મેર લુપ બનાવી તાંકવું. હવે ઓવર ઓલ ખલાસ થયો. એપર જો પટો બાંધવો હોય તો ઉપર લખેલાં માંપ મુજબનો તૈયાર કરી તે યા બીજો કોઇબી પટો બાંધવો.

પાસેની આકૃતી ઓવર ઓલ પુરો થયા પછી અવરી બાજુનો આકાર બતાવે છે. એ જોવાથી ચોક કેમ લગાડવો તે તુરત સમજ પડશે. મીંડાંવાલી લીટી ઉપલા ભાગની ગેધર બતાવે છે. આખો ઓવર ઓલ વેતરવાનું તથા સીવવાનું એટલું સેહલ છે કે અત્રે આપેલી સર્વે આકૃતી ફકત જોવાથી તે સમજ પડી શકશે.

---

## બઇરાંઓનો નાઇટ ગાઉન.

નાઈટ ગાઉન તરેહવાર ફેસીનનાં બનાવવામાં આવે છે. પણ તે કાપવાની મુલ રીત તો એકજ હોય છે, તેમાં સેહજસાજ ફેરફાર કરવો પડે છે. જુદી જુદી ધપથી ગોઠવેલા યોક, કોલર, ટક ફ્રીલ, લેસ, ઇનસરશન વગેરેથી તેનો દેખાવ તદન બદલાઇ જાય છે. એમાંની થોડીક જાતનું અત્રે વર્ણન આપીશું. તે બનાવ્યા પછી કોઇબી ફેશન સહેલાઇથી થઈ શકશે.

નાઈટ ગાઉનની લંબાઇનાં માપ માટે ખભાંના ઉપલા ભાગપરથી જમીન સુધી માપ લેવું. સાધારણ કાયદો એ છે કે પેહરનારની ઉંચાઇનાં માંપનો ⅞ મો ભાગ લેવો. ધારો કે એક બાઇની લંબાઇ પાંચ ફીટ હોય તો ૬૦) ઇંચ થાય, તેનો ⅞ મો ભાગ ૫૩) ઇંચ લઇએ. (નાનાં વીભાગો ગણત્રીમાં લેવા નહી.) એટલી લંબાઈ લીધા પછી નીચેથી કીનારી વાલવા તથા કપડાંની સોસવણ માટે સુમારે ૨) ઇંચ વધારે રાખવા.

નાઇટ ગાઉન ઘણું કરીને લાનકલાથ, નેનસુખ, કલીકો, ફ્લેનલ વગરે કપડાંનાં બનાવવામાં આવે છે. એ કપડાંનો પનેહ ઘણું કરીને ૩૬) ઈંચિ આવે છે. ઠીંગણું કદનાં અને ઘણાં પટલાં માણસો માટે પોહલાઇએ એટલો પનેહ પુરતો થશે. પણ ઉંચા અને લગાર ભરેલાં માણસો માટે પનેહમાં આડકત્રું ચીપ્યું નીચેથી મુકવું પડશે. નહી તો ચાલતાં ખેંચાયા કરે. ઘણાં જાડાં બઇરાંઓ માટે એ ચીપ્યાંની પોહલાઇ વધારેમાં વધારે પનેહના ત્રીજા ભાગ જેટલી યા તે કરતાં ઓછી રાખવી જોઇએ. જ્યારે સાધારણ કદ માટે ૫) થી ૬) ઇંચ રાખવી. એ ચીપ્યાં બે રીતે મુકવામાં આવે છે. ટુકાં અને લાંબાં. ટુકાં ચીપ્યાં છેક નીચેથી લંબાઇનાં અરધા ભાગ જેટલાંજ મુકાય છે. એ ચીપ્યાં નાઇટ ગાઉન કાપતી વેલા ઉપલા ભાગપરથી પડશે તેને ઉલટાવી નીચેનાં ભાગપર જોડી નાંખવામાં આવે છે. તે આગલા ભાગપર તેમજ પીઠપર જમણી તેમજ ડાબી બાજુએ મુકાશે. બધાં મલી ચાર ચીપ્યાં દરેક ૩॥) ઈંચિ પોહલાં થશે, એટલે પનેહમાં આગલા ભાગપર તેમજ પીઠમાં સાત સાત ઇંચ વધશે. એટલે નાઇટ ગાઉનની

નીચેની પોહલાઇ એક બાજુએ ૩૬+૭=૪૩ ઈંચ થશે. એ સમજણ ટુકાં ચીપ્યાં માટે થઇ.

લાંબા ચીપ્યાં છેક નીચેથી બગલ સુધી લંબાય છે, અને સાધારણ રીતે આગલા ભાગપર અને પીઠપર એકજ બાજુએથી મુકવામાં આવે છે. તે માટે બેજ ચીપ્યાં જોઇએ છે.

જો કપડાંનો પનેહ ઘણોજ નાનો હોય અને પનેહમાં આખો સલંગ સાંધો મુકવાની જરૂર પડે તો પહેલાં તે સાંધો સીવી પછી નાઈટ ગાઉન વેતરવો.

---

## નાઈટ ગાઉન.

આ નાઇટ ગાઉનમાં આપેલી લંબાઈ માટે ચીરયાં મુકવાની જરૂર નથી, પણ જો પેહરનાર માણસ આંગે ઘણું ભરેલું હશે તો મુકવાં પડશે. વલી જો લંબાઇએ કરતાં વધારે હોય તો ટુકાં ચીરયાં મુકવાની જરૂર પડશે. આકૃતીમાં નાઇટ ગાઉનનો આગલો ભાગ વચ્ચેથી ઘડી વાલી બતાવ્યો છે. દાબી બાજુએ બગલનાં કાપ આગલથી જે ચીરયું નીકલશે તેને ઉલટાવી નીચલા ભાગપર મીડાંવાલી લાઇનથી બતાવ્યું છે તેમ જોડવું. ચીરયાંની કોરેકોરને નીચલા ભાગની કોરેકોર સાથે જોડવી. કપડું પનેહમાંથી દબલ કરી ઉપલો કાપ કાહડેલો હોવાથી એવુંજ એક બીજું ચીરયું પછવાડેથી નીકલશે. આ બંને ચીરયાંને જમણી અને દાબી બાજુએ જોડવા.

ગલાંનો ભાગ દોરયા પછી નાકથી થોડો ભાગ સીધો રાખ્યો છે તે ટક માટે છે. ગલાં અને ખભાંનાં થોડા ભાગપર ટક આવશે. એ ટક આકૃતીમાં મીંડાની લાઈનથી બતાવી છે. ટક ૧) ઈંચ પોહલી રાખવી. પેહલાં ગલું તથા ખભું કાપ્યા વગર ટક મારવી અને પછી ઉપલા બંને ભાગો કાપવા. ટક લેવા માટે આકૃતીમાં ખભું મોટું રાખ્યું છે માટે જો ટક પોહલી યા સાંકડી લેતાં ખભાંની લંબાઈમાં ફેરફાર પડે તો કાપતી વેલા પીઠપરનાં ચોકની લંબાઈ માંપી તેટલુંજ રાખવું. એ ચોક આગલ દેખાડવામાં આવશે. ગલું પણ આકૃતી મુજબ રાખવું.

જો ચોકઠાંના માંપ પ્રમાણે બરાબર નહી આવે તો નીચે ૩ા) ઈંચ ઉતરવું અને અંદર ૨ા) ઈંચ જવું. આગલો ભાગ બરાબર કપાઇ રહયા પછી પીઠ હાથમાં લેવી.

પીઠપર પછવાડે યોક આવશે. બાકીનો ભાગ તદન આગલના જેવોજ કાપવો, એટલે લંબાઇએ આઠ ચોકઠાં પાડયાં છે તેમાંનો ઉપલો એક ચોકઠાંવાલો ભાગ ઉપરથી કાહાડી નાંખવો. એ ભાગપર આકૃતીમાં~~~~~~~~~~~આવી નીશાની કીધી છે. બાકીનો નીચેનો ભાગ આબેહુબ આકૃતી મુજબ ચીતારવો. એટલે કે ગલું, ખભું અને અરધો બગલનો ભાગ નીકલી જશે. જે ભાગો યોકમાં આવશે.

હવે યોક માટે પીઠની પોહલાઇનું માંપ લેવો. પછી આગલા ભાગમાંથી જે ચોકઠાનો ઉપલો એક ભાગ કાહાડી નાંખ્યો હતો તેની લંબાઇ માંપો. આપણી આકૃતી મુજબ એક ચોકઠાંની લંબાઈ પાા) ઈંચ થશે. ત્યારે યોક માટે ૧૬×પાાાનું કાગજ કાપી નીચે પ્રમાણે આકૃતી ચીતારો.

બાંહે પણ પાસેની આકૃતી મુજબ ચીતારવી. તેની લંબાઈ તેમજ પોહલાઇ સરખી છે. પણ જો તેમાં કાંઈ ફેરફાર કરવો હોય તો તેમ કરવું. બાંહેની લંબાઈનું માપ લેવું હોય તો ખભાંથી કાંદી સુધી લેવું. આગલ જતાં બ્લાઉઝની બાંહે આપી છે તેમાંની કોઇબી ચાલશે.

**સીવવાની રીત**—પેહલાં બાજુનાં ચીરયાં જોડવાં. નાઈટ ગાઉનની કોરેકોર સાથે ચીરયાંની કોરેકોર જોડવી. એવાં ચાર ચીરયાં જોડાશે. બે આગલા ભાગપર અને બે પછવાડે. તે પછી બેઉ આગલા અને પછવાડેનાં ભાગોનાં સાંધા સીવવા. એ સાંધા સાધારણ રીતે જોડી વાલીને ઉપરથી બખ્યો મારવો, યાને બ્લાઉઝનાં પ્રકરણમાં વાંકવાલો પટો જોડવાની રીત આપી છે તેમ સવરી તરફથી ઝીણી ફીનારી સીવી ઉલટાવીને અવરી તરફથી પાછો સાંધો સીવી જવો:

**આગલનો બટનવાલો ભાગ**—એ ભાગ ઘણું કરીને ૧૮) ઈંચની લંબાઈ સુધાનો ઉઘાડો રાખવામાં આવે છે. પણ જો થોડો ઓછો રાખશો તો તેબી ચાલશે. એ સીવવાની ઘણી રીતો છે તેમાંની

એક સેહલી અને શાભઇતી રીત નીચે મુજબ છે.—એ માટે બે પટીઓ જોઇશે. એક ઉપરની અને બીજી હેઠેની. ઉપરની પટી ૧ાાા) ઈંચ પોહલી અને આગલા ખુલ્લા ભાગની લંબાઇ કરતાં ૦ાાા) ઇંચ લાંબી, એટલે જો ૧૮) ઇંચ લંબાઇ હોય તો પટીની લંબાઇ ૧૮ાાા) ઈંચિ રાખવી.

હેઠેની પટી ખુલ્લા ગાલાની લંબાઇની અને ૧) ઇંચ પોહલી રાખવી. નાઇટ ગાઉનની બટનની પટી એટલે નાની પટી પેહરનારનાં દાભા હાથપર અને હોલની પટી જમણાં હાથપર હમેશાં રાખવી. નાની પટી હેઠે રેહશે અને મોટી ઉપર આવશે. પટીઓ જોડવા આગમજ પેહલા નાઈટ ગાઉનનાં કાપેલા બેઉ ભાગની હેઠેથી જરા જરા આડા કાપ કાતરથી મુકવા. (જુઓ આકૃતી) એ કાપ મુકવાની મતલબ એ કે પટી જોડતી વેલા નીચેથી ખોલ નહી આવે. હવે મોટી પટીની સવરી બાજુ નાઈટ ગાઉનની અવરી બાજુ સાથે લગાડીને પકડવી અને બંને કીનારી સરખી રાખી દોરાતી જવી. નીચે જે કાપ મુકયો છે તેટલોજ સાંધો પોહલો રાખવો. એ પટી જમણી બાજુએ મુકાશે તે યાદ રાખવું. (જમણી યા દાબી બાજુની ગણુત્રી પહેરનારપરથી કરવી.) પટી દોરાત્યા પછી ૦ાાા) ઈંચ જેટલું કપડું લંબાઇએ રહેશે તે એમજ રાખવું. હવે આખી પટી સાંધા આગલથી બરાબર દાબી સર પાડીને નાઇટ ગાઉનપર વાલી દેવી. એવી રીતે વાલવી કે સાંધો સવરી બાજુપરથી દીસે નહી. પછી કાપેલી બીજી કીનારી ૦ા) ઈંચિ જેટલી વાલી ફાંકી જવી. પેલા વધેલા ભાગ સુધી જવું નહી. પછી એ વધેલા ભાગની બરાબર વચ્ચેથી નીશાની કરી તેને બંને બાજુથી વાલવું જેથી વચમાં અણી આવશે. એ ભાગ ફાંક મારી બેસાડવો. પછી તેપર ફરતી બાજુએ "ફેધર સ્તીચ" યા બીજા કોઈબી ફેનસી તાંકા ભરી જવા. (જુઓ આકૃતી). આ ટુકડાની આસપાસ કપડાંની ફ્રીલ યા લેસ ગેધર કરીને મુકવાથી વધારે શોભશે. તેમ જો કરવું હોય તો પેહલાં લેસ યા ફ્રીલ પટીપર ફાંકી તૈયાર કીધા પછી ઉપર જણાવ્યા મુજબ પટી નાઇટ ગાઉનપર બેસાડવી. નીચેનાં ખુણાં આગલથી ઘણી ગેધર લેવી, નહી તો લેસ ખેંચાઈ જઇ કઢંગું લાગશે.

હવે ડાબા હાથપરની નાની પટી લેવો. પટી અને ગાઉન બંનેની સવરી બાજુ સાથે પકડી અવરી બાજુથી જોડવી અને આખી પટી અવરી તરફ વાલી સીવવી. જેમ આપણે બટનની પટી લગાડીએ છીએ તેમ. પછી નીચેથી ૦।।) ઈંચ જેટલો આડો કાપ મુકવો. જેમ પટી જોડવા આગમજ પેહલાં ઝીણો કાપ મુકયો હતો તેમ. એમ કરવાની મતલબ એ કે ઉપરની મોટી પટી જ્યારે તેની ઉપર મુકાશે ત્યારે નીચલા ભાગપર ખોલ નહી આવશે. હવે બંને પટીઓ એક બીજાંપર બરાબર ગોઠવી હેઠેની પટીનાં ઉપલા ભાગને ઉપરની પટીનાં હેઠેનાં ભાગ સાથે પછવાડેથી સીવી લેવી. તાંકા ઉપરથી દીસવા નહી જોઇએ. ઉંધી બાજુએથી જ્યાં હેઠેની પટી આગલ કાપ મુકયો છે તેપર એક ટેપનો ટુકડો મુકી સીવી લેવું કે ધોવામાં ચુંથાઈ જાય નહી, અને એ ભાગ મજબુત રહે. એ પટીની સમજણ છોકરીઓનાં ગાઉનમાં પણ આપી છે. × જો ઉંપલી રીત મુજબ પટીઓ મુકવી હોય તો ટક મારતી વેલાએ બંને પટીઓનાં માંપ જેટલું કપડું છોડી ટક શરૂ કરવી. છેક નાકેથી ટક લેવામાં આવશે તો પટી હેઠે દબાઈ જશે. ટક પટીની બાજુએ વલેલી રાખવી અને દરેક ટક આગલીનાં કરતાં થોડી ટુકી રાખવી. સૌથી ટુકી બગલનાં ગાલા તરફ જતાં થશે.

**પીઠ**—પેહલાં ચોક કાપી તેજ માપનું તેનું અસ્તર કાપવું. પછી પીઠનાં સલંગ ભાગની ગેધર કરી તેને ચોકમાં બેસાડવી. એ ગેધર ચોક અને અસ્તરની વચ્ચે આવવી જોઇએ કે જેથી સાંધો બાહરથી દીસે નહી. ( વધુ સમજણ માટે જુઓ નાઇટ ગાઉન ૨ જો. ચોક સીવવાની સમજણ.)

નીચેની દામણ એક ઇંચ પોહલી વાલીને સીવી જવી.

બોંહે જોડવાની રીત માટે જુઓ બ્લાઉઝની બોંહેનાં પ્રકરણમાં સમજાવેલી રીત.

ગલાંપર જો પટી મુકવી હોય તો ૨) ઈંચ પોહલી અને ૧૬।।) ઈંચ લાંબી પટી લઇ તેને સાધારણ રીતે ગલાંપર જોડી પછવાડેથી વાલી સીવી નાખવી. તેપર ઝીણી લેસ મુકવી. પટી ફાંકીને પહેરી

જોવી. જો ગલું નાનું મોટું પડે તો તે ખાંમી સંચે‌ા મારવા આગમજ સુધારવી.

---

## નાઇટ ગાઉન ૨ જો.

આ નાઇટ ગાઉન ખભાંપર સાંધા વગરના ચોક અને કોલર સાથે બતાવવામાં આવ્યો છે. જેમ આગલા ગાઉનમાં નાના ચીરયાં બાજુએ મુકયા છે તેમ એમાં લાંબું એક ચીરયું મુકવામાં આવ્યું છે.

પેહલાં નાઇટ ગાઉનની લંબાઇનાં બે સરખા કટકા લઇએ. અંહીઆં એ બંને કટકાની લંબાઇ ૫૨) ઇંચ રાખી છે. કપડાંનો પનેહ ૩૬) ઇંચિ છે. બંને કટકા સરખા ગોઠવીને એક બીજાપર મુકવા. પછી દાબા હાથનાં ઉપલાં ખુણાંપરથી ૬) ઇંચ માંપી એક તાંચણી ત્યાં મુકવી. તેજ બાજુનાં નીચલાં ખુણાંપરથી ૧) ઇંચ માંપી ત્યાં નીશાની માટે બીજી તાંચણી મારવી. પછી બંને નીશાનીપરથી પકડી સર પાડી તે ભાગ કાપી નાંખવો. હવે કપડું ઉપરથી ૩૦) ઇંચિ અને નીચેથી ૩૫) ઇંચિ રેહશે. પેલાં કાપેલાં ચીરયાંને ઉલટાવી જમણાં હાથની કોરેકોર સાથે ચીરયાંની કોરેકોર જોડી નાંખવી. ત્યારે ઉપરની બાજુ ૩૦+૧=૩૧) ઇંચિ અને હેઠેની ૩૫+૬=૪૧) ઇંચિ મપાશે. જો એ કરતાંબી વધારે પોહલું માંપ રાખવું હોય તો એજ ગણત્રીથી રાખવું. એટલે ઉપલી અને નીચલી બાજુની પોહલાઇમાં ૧૦) ઇંચનો તફાવત રાખવો. બંને ચીરયાંને આગલ તેમજ પાછલ એકજ બાજુથી જોડવાં. કપડાંને પોહલાઇપરથી બેવડું કરી બગલનો કાપ કાહડવો. ઘડીની બાજુ જમણી તરફ રાખવી. અને દાબી બાજુનાં ઉપલાં ખુણાંમાંથી ૨॥) ઇંચિ જમણી તરફ સીધી લાઇનપર માંપી ત્યાં એક તાંપ મુકવી. પછી તેજ ખુણાંપરથી ૫) ઇંચ હેઠે માંપી તાંપ મુકવી અને એ બંને તાંપની વચ્ચે બગલનાં ગાલાનો અરધો વાંક દોરવો. (જુઓ આકૃતી.) આગલો ભાગ તેમજ પીઠ બંનેનાં બગલનાં ગાલા આકૃતી મુજબ એક સરખી રીતે કાપવા, અને ચોક જોડવા માટે ઉપરનો ભાગ સીધો રાખવો.

છેક નીચેનો ભાગ જ્યાંથી દામણુ સીવાશે ત્યાંનાં છેડાઓ આડકત્રા કપાયલા હોવાથી નીચેની કોર વાલતી વેલા ખોલ આવશે માટે તે છેડાઓપરથી ૨I) ઈંચ સુધી સીધું કાપવું. ૧) ઈંચની ફીનારી માટે ૧) ઈંચ પછવાડે વલાશે અને ०I) ઈંચ અંદર દબાશે. એટલું કીધા પછી આગલો ભાગ છુટો પકડી તેને પોહલાઈએથી બેવડો કરી બરોબર વચમાંથી બટન માટે લાંબો કાપ મુકવો. સાધારણ રીતે એ કાપની લંબાઇ ૧૬) થી ૧૮) ઈંચ રહે છે. આપણે આ નમુનામાં ૧૬) ઈંચ લઈશું. તે કાપવા આગમજ ગલાંપરથી ચોકની લંબાઇ કેટલી આવશે તેની ગણત્રી કરવી જોઇએ. ચોક ગલાંપરથી ૨) ઈંચ હેઠે ઉતરશે માટે આપણે ૧૪) ઈંચ જેટલો કાપ વચ્ચેથી મુકીશું. હવે આગલો તેમજ પાછલો બંને કટકા કપાઇને તૈયાર થયા માટે તેને બાજુએ મુકી બીજા કાપો હાથમાં ધરવા.

**બાંહે**—આગલાં પ્રકરણોમાં બાંહેનાં જુદા જુદા કાપો દેખાડવામાં આવ્યા છે, તેમાંથી કોઇબી બાંહે કાપવી. નાઇટ ગાઉન માટે એક જુદી રીતની બાંહે કાપવામાં આવે છે. તે કાપવા તથા સીવવાની સેહલી છે. તેમજ તેમાં કપડું પણ બીલકુલ બગડતું નથી માટે અત્રે આપીશું.

આકૃતીપરથી બાંહે કેવી રીતે કાપવામાં આવી છે તે સેહેલાઇથી સમજ પડશે; પણ કાપ્યા પછી એક બાંહે ઉઠલાવીને એટલે ઉલટી બાજુથી વાપરવી પડશે. જે કપડાંની સવરી તથા અવરી બાજુ એક સરખી હશે તેમાં એ રીત ચાલી શકશે. પણ જો તેમ નહીં હોય તો બે નાઇટ ગાઉન સાથે કાપી બે જોડી બાંહે કાપીએ તો બની શકે, નહીં તો બેઉ બાંહે એકજ હાથની થાય. કપડું એકવડું પનેહમાંથી એમનુંએમ રાખવું અને લંબાઇનું માપ જેટલું જોઇએ એટલું રાખવું. પનેહમાંથી બાંહેના પાંચ સરખા ભાગ કીધા છે. તેમાંના બે ભાગ કાંદી માટે અને ત્રણ ભાગ બગલનાં ઘેરાવા માટે લઇ વચ્ચે આડકત્રી લાઇન દોરી છે. કાંદી આગલથી ૨II) ઈંચ સીધી લાઇનપર છોડી ગોલ આકાર દોરયો છે. તેજ મુજબ બગલનાં આકાર માટે ૧II) ઈંચ સીધી લાઇનપરથી હઠી વાંક લીધો છે. કાંદી

અને બગલની વાંકવાલી લાઈનની વચ્ચે જે સીધી કોરેકોરની લાઇન છે તેનું માપ લઇ તેટલુંજ માપ આડકત્રી વચ્ચેની લાઇનપર કાંદી આગલથી લીધું છે. એ માપ જોઇએ તો ટેપથી લેવું યા તો કોરેકોરવાલો સીધો ભાગ ઉંચકી કાંદીનાં બંને છેડા મેલવી પેલી વચ્ચેની આડકત્રી લાઈનપર મુકવો. આડકત્રી લાઇનનો જેટલો ભાગ વધારે હોય ત્યાં નીશાની કરી બગલનો ગાલો ચીતારવો. ગણુત્રી કરતાં એ ભાગપર પાા) ઇંચ વધશે. એવીજ રીતે ઉઠલાવીને બીજી બાંહે ચીતારવી. બાંહે સીવતી વેલાએ એવી રીતે મુકવી જોઇએ કે તેનો સીધો સાંધો એટલે કોરેકોરવાલો ભાગ ઉપર આગલી બાજુપર રહે અને આડકત્રો સાંધો નીચે એટલે પીઠની બાજુપર આવે. એવી રીતે જોવાથી જમણાં અને દાબા હાથની બાંહે માલમ પડશે.

**યોક**—આ યોક એકજ ટુકડામાં કાહડયો છે, એટલે ખભાંપર સાંધો આવશે નહીં. પણ જો સાંધો લેવો હોય અને પીઠ તેમજ આગલો ભાગ છુટા રાખવા હોય તો આગલા પ્રકરણમાં પીઠનો યોક આપ્યો છે તે મુજબ કાપવો. આગલો યોક પણ નાઈટ ગાઉનનાં ઉપલા કાપપરથી સેહલાઇથી નીકલી શકશે. અત્રે બંને એકજ ટુકડામાં કહાડવાની રીત સમજાવીશું, જે બ્લાઉઝ, કોલર વગેરે ઘણી ચીજો માટે ઉપયોગમાં આવી શકશે. આગલા પ્રકરણમાં નાનાં બચ્ચાંનાં ફ્રૂકમાં પણ તે સમજાવી છે. યોકની લંબાઈ ૫) થી પાા) ઇંચ રાખવી. પીઠના ગલાંપરથી એટલા ઇંચ નીચે ઉતરી પીઠની પોહલાઇનું માપ લેવું. ધારો કે પીઠની પોહલાઇ ૧૫) ઇંચ છે અને લંબાઇ પાા) ઇંચ રાખી છે. હવે એટલાં માપનો કાપ કહાડવા માટે કાગજની પોહલાઈ પીઠની પોહલાઇ કરતાં ૧⅓ ગણી વધારે રાખવી, અને લંબાઇ આપણાં માપ કરતાં દબલ (કેમજે આગલો અને પાછલો બંને સાથે કહાડવા છે) રાખી એક ઇંચ વધુ લેવું. એ ૧) ઇંચ વાલવા તથા પટીનાં ભાગમાં જશે. હવે કાગજનું માપ નીચે મુજબ થશે:—

૧૫×૧⅓=૨૦
પાા×૨=૧૧+૧=૧૨ } કાગજ ૨૦×૧૨ કાપવું.

ઉપલાં માપનું કાગજ કાપ્યા પછી પોહલાઇએથી કાગજની ઘડી વાલવી. લંબાઇએ એમજ રેહવા દેવું. ઘડીવાલો ભાગ દાબા

હાથપર રાખવો. કાગજ હવે ૧૦×૧૨ થશે. આપણે પેહલાં પીઠનો ચોક ચીતારીશું. કાગજ ડબલ હોવાથી તેની અરધી આકૃતી આવશે. હવે દાબી બાજુનાં નીચલાં ખુણાંપરથી પીઠની પોહલાઈનું અરધું માપ લેવો. તે ૭ાા ઈંચ થશે. એ માપ નીચેથી સીધી લીટીપર મુકવું. અહીઆંથી બગલનો કાપ દોરાશે. એ તાંપથી એક ઉભી લાઈન ઉપર સુધી દોરી જવી. હવે દાબીમેરનાં તેજ નીચલાં ખુણાંપરથી ઉભી લાઇનપર ચોકની લંબાઈનું માપ ૫ાા) ઈંચ મુકી ત્યાંથી સીધી લાઇન જમણી તરફ નાકે સુધી દોરવી. એ લાઇનપર ગલાંનો કાપ દોરાશે. ડાબા હાથપર ગલાંની લાઇનથી ૦ાા) ઈંચિ નીચે ઉતરી ૨ાા) ઈંચિ અંદર જઇ ગલાંનો કાપ ચીતારો. પછી બગલની લાઈનિ જ્યાં ગલાંની લાઇનને મલેછે તેટલા ભાગનું ઉભું માપ લઈ તેનાં ૩) સરખા ભાગ કરો અને તેમાંનાં પેહલા ઉપલા ભાગપર ખભું આવશે. ગલાંથી એ તાંપ સુધી ખભાંની લાઇન દોરી તેને ૦ાા) ઈંચ વધારે બહાર લંબાવો. પછી ત્યાંથી નીચે સુધી બગલનો કાપ દોરો. આ પીઠના ચોકની અરધી આકૃતી થઇ. હવે કાગજનો ઉપલો ખાલી ભાગ છે તેને ખભાંની બરાબર લાઈનપરથી સર પાડી નીચે વાલી નાંખો. જુઓ આગલાં પ્રકરણમાં બચ્ચાંનો સુતરાઉ લાંબો ઝભ્ભો પાનું (૨૧ મું). વાલ્યા પછી કાગજના ચાર પડ થશે, ઘડીવાલો ભાગ તે પીઠનો મધ્ય ભાગ છે ત્યાંથી પોણો ઈંચ છોડી સીધી લાઇન મારો, ગલાં આગલ આવી એ લાઈનિ અટકશે ત્યાંથી ગલાનાં કાપ સાથે તેને મેલવી નાંખો. હવે પેનસીલની લાઇન પ્રમાણે ગલાંનો કાપ તથા તેને લગાડીને હમણાં મારેલી ઉભી લાઈનિ કાપો. (ઘડી કાપવી નહી) ગલાં આગલથી કાગજનાં ચાર પડ કપાશે. સીધી લાઇનપર બે પડ આવશે. એટલું થયા પછી નીચેની ૭ાા ઈંચિનાં માપવાલી સીધી લાઇન તથા બગલનો કાપ ચારે પડ પકડી કાપી નાંખો. ખભું કાપવું નહી, હવે કાગજ ઉઘાડો એટલે પીઠ તથા આગલો ચોક કપાયલો માલમ પડશે, પણ આગલા ભાગનું ગલું નીચે ઉતારવું જોઇએ, આપણે તો પીઠની બરાબર કાપ્યું છે તેમ રાખવું નહી. ગલાં આગલથી જે સીધી લાઇન નીચે ઉતરે છે તેની અધવચે એક તાંપ મુકી તેને પીઠનાં ગલાં સાથે ગોલ આકાર લઈ મેલવી નાંખો. તે આકાર બરાબર દોરાયા

પછી ઉપરનો ભાગ કાપી નાંખો, જો એમ બરાબર નહી કપાય તો તમારા બ્લાઉઝનાં પેસનું ગલું તેપર મુકી કાપની લાઇન મારો. યોક પુરો થયા પછી ઘડી વાલો, તેનો આકાર પાસેની આકૃતી પ્રમાણે દેખાશે. આ યોક માટે આપેલી સમજણ પેહલાં વાંચણમાં કદાચ ગુચવણભરી લાગશે પણ આકૃતી જોઈ જોઇને ફરીથી બે ત્રણ વાર વાંચતાં આખરે થયા વીના રેહશે નહી. જો કાગજપર જુદા જુદા માપના એવા યોક બે ત્રણવાર કાપશો તો એટલા જલદી હાથે આવી જશે કે કોઇબી માપનો બંધબેસ્તો યોક ઝડપથી કપાઈ શકશે. વલી એ યોકપરથી બીજા તરેહવાર ઘાટનાં ફેનસી યોક યા કોલર કાપી શકાશે. પાસે આપેલી આકૃતી એવા કોલર યા યોક બતાવે છે.

ઉપર કાપેલા યોકને પીઠની અધવચેથી બેવડો કરી બીજું ખાલી કાગજ નીચે મુકી તેપર તાંચણી મારી પેનસીલે તેની આકૃતી નીચેનાં કાગજપર દોરી જવી. પછી તે આકૃતીનાં અડસટાથી જે તરાહ દોરવા માંગતા હોઇએ તે ચીતારવી. ક, ખ, ગ, ઘ, ચ, છ એ ઉપલા યોકની આકૃતી બતાવે છે તેપર ત્રણ જુદી જાતનાં આકારો ચીતારયા છે. પેહલો ગલાં આગલથી ૨॥ ઇંચ દુર ફરતી એકસરખી તાંપ મુકી ગોલ આકાર દોરયો છે, જે ઝીણાં મીંડાંની લાઇનથી બતાવ્યો છે. એ નાનો ગોલ કોલર થશે. બીજી કાપાવાલી લાઇન મોટો ગોલ કોલર બતાવે છે જે ગલાં આગલથી ૫) ઇંચને છેટે છે. ત્રીજો કોલર પેનસીલે મારેલી જાડી લાઇનથી બતાવ્યો છે, જે ઉપલાં બંને ગોલ કોલરની વચ્ચે સરખા તફાવતે તાંપ મુકી આરકાંનો ઘાટ કાહડી બતાવ્યો છે. એ સર્વે કોલરોની આગલા ભાગપરની લાઇન ગલાંથી થોડે છેટે રાખી છે તેનું કારણ એ કે કોલરપર ફરતી ફ્રીલ યા લેસ મુકવામાં આવે તો તે ખાંચામાં બરાબર આવી રહે, નહી તો ફ્રીલ યા લેસ એક બીજાપર ચહડી જાય. કોલરનો ભાગ ગલાં આગલથી કેટલો દુર યા કેટલો આડકત્રો રાખવો તે લેસનું માપ જોઇને રાખવો.

**સેલર કોલર કાહડવાની એક સેહલી રીત**—સાધારણ કદનાં ગલાં માટે ૧૬×૮ કાગજ લેવું. લંબાઇએથી તેને દબલ કરી

ઉપર હેઠે તેની ઘડી વાલી ચાર ભાગ કરવા. એ લંબાઇએ અને એ પોહલાઇએ. જમણી બાજુએ ઘડી રાખી તેજ તરફથી ઉપલા ખુણાંથી રાા ઇંચ નીચે અને રાા ઇંચ અંદર જઇ એક ચોકઠું પાડો અને તેને અઠડાવી ગલાંનો ગોલ આકાર આકૃતી મુજબ ચીતારો. ગલાંની ઉપલી અણી અધવચની લાઇનથી ૦ાા) ઇંચ દુર રાખવી. પછી તેને લગાડી સીધી લાઇનથી ૦ાા) ઇંચ હેઠે ઉતરી આગલા ભાગની લાઇન મારવી. જમણું હાથપર હેઠેનાં ખુણાંથી ૫) ઇંચ માપી એક તાંપ મુકી તેને ઉપલી લાઇનની અણી સાથે સીધી લાઇન દોરી જોડી નાંખો, એ લાઇન સીધી યા જરા વાંક લઇ દોરવી; તે ખભાંની બંને બાજુએ પીઠ તેમજ આગલા ભાગપર આવશે.

એમાંનો કોઇબી કોલર નાઇટ ગાઉનપર મુકવા આગમજ પહેલાં ગલાંપર નાની પટી મુકવી, એ પટીની પોહલાઇ ૨) ઇંચ અને લંબાઇ ગલાંના માપની રાખવી. એ પટી વાલીને સીવ્યા પછી ૦ાા ઇંચથી વધારે પોહલી નહી આવવી જોઇએ. કોલરને પટીની વચ્ચે દાબીને સીવવો જોઇએ માટે તેમ જો મુકવો હોય તો પટીને પોહલાઇએથી બે ભાગમાં ફાડવી પડશે. તે માટે બંને પટીપર ૦। ઇંચ સીલાઇ વધુ રાખવી એટલે બેઉ પટીનું સામટું માપ રાા ઇંચ રાખવું.

**સીવવાની સમજણ**—ચોકને પહેલાં અસ્તર સાથે વચમાંથી ફાંકી પેહરનારનાં ગલાંપર મુકી જોવો. જો ખભાં ઘણાં લાંબાં પડતાં હોય તો નીશાની કરી જેટલો ભાગ કાહડી નાંખવો હોય તેટલો આખો બગલનાં ગાલાપરનો ભાગ કાપી નાંખવો. પણ યાદ રાખવું કે નાઇટ ગાઉનનાં ચોકનાં ખભાં બદયાનની માફક તંગ બેસતાં રાખવામાં આવતાં નથી. એ કપડું રાતનાં પેહરવાનું હોવાથી બધી બાજુથી ઢીલું રાખવું જોઇએ. ચોકને ખેંચીન પકડવો નહી, કેમજે તેનો આગલો ભાગ આડકત્રાં કપડાંપર આવેલો હોવાથી ખેંચાઇ જશે. પેહલાં નાઇટ ગાઉનની પીઠનો ભાગ લઇ તેને બગલ આગલથી દબલ કરી વચ્ચેથી સર પાડવો, પીઠનાં ચોકનેબી તેમજ વચ્ચેથી સર પાડવો અને બેઉનાં મધ્ય ભાગને તાંચણીથી સાથે જોડવા. પછી બંનેનાં બગલનાં ભાગને સાથે પકડી તાંચણી મારવી. હવે નાઇટ ગાઉનનો

કેટલો ભાગ યોક કરતાં મોટો છે તે માપી જોવો. જેટલો મોટો હોય તેના કરતાં દબલ ભાગ ગેધરમાં લેવો, બાકીનો સાદો રાખવો. એટલે નાઇટ ગાઉનની ઉપરની કીનારી અરધે ભાગે ૧૩) ઇંચ થશે અને યોકનો અરધો ભાગ ૭ાા ઇંચ છે. એ બંને વચ્ચેનો તફાવત ૧૩-૭ાા= ૫ાા ઇંચ થશે. માટે ૧૧) ઇંચ કપડું ગેધરમાં બેસાડવું. ૧૩-૧૧=૨) ઇંચ બાકી રેહશે. તે ૨) ઇંચ બગલનાં ગાલા આગલથી છોડી ગેધર શરૂ કરવી. એવી રીતે બંને બાજુથી કરી યોક અને ગાઉન સાથે ફ્રાંકી સંચો મારવો અને પછવાડેથી અસ્તર સાંધાપર વાલીને સીવી નાંખવું.

આગલી બાજુપર પીઠ કરતાં ઓછી ગેધર આવશે, કેમકે નાઇટ ગાઉનનો આગલો ભાગ ખુલ્લો હોવાથી થોડો પટીમાં જશે અને વલી આગલો યોક પીઠ કરતાં થોડો મોટો રાખ્યો છે. બંનેની કીનારી ઉપર માફક માપો, નાઇટ ગાઉનની અરધી કીનારી લગભગ ૧૨) ઇંચ થશે. અરધા યોકની ૮) ઇંચ થશે. એ વચ્ચે ૪) ઇંચનો ફેર આવશે. તેનું દબલ ૮) ઇંચ એટલે ૮) ઇંચ કપડાંપર ગેધર લેવી. જો ગેધરને બદલે ટક મારવી હોય તો તે પણ ગણત્રી કરી મારવી. ૦। ઇંચ પોહલી ટક લઇએ તો એટલાં કપડાંપર ૮) ટક આવશે. એ મુજબ ફ્રાંકી ઉપર જણાવ્યા મુજબ સીવવું. કોઇબી માપના યોક હોય તો તેની ઉપલીજ રીત પ્રમાણે ગણત્રી કરી સીવવા. સીવતી વેલા આગલો યોક જરાકબી ખેંચાય નહી તેની સંભાલ રાખવી કેમજે તે આડકત્રાં કપડાંપર કપાયલો આવશે બટનની પટી આગલનો ભાગ તદન સીધો રાખવો તેમજ બગલનાં ગાલા પણ સીધા રાખવા.

**બટનની પટી**—આ પટી આગલ સમજાવેલી રીત કરતાં જુદી રીતે મુકીશું. એવી પટી માટે નાઇટ ગાઉનનો આગલો ભાગ બરાબર વચમાંથી કાપવો નહી પણ વચ્ચેની લાઇનથી જમણી તરફ (પેહરનારની) ૦। ઇંચ છોડીને કાપ મુકવો. લંબાઇ આગલ લખવા મુજબ લેવી તેમજ બંને બાજુએ ઝીણાં કાપ મુકવા. હવે બે પટીઓ ફાડવી જેમાંની એક કાપ કરતાં ૦ાા થી ૦ાાા ઇંચ લાંબી અને ૨ાા ઇંચ પોહલી; તથા બીજી કાપની લંબાઇની અને ૧) ઇંચ પોહલી રાખવી.

મોટી પટ્ટી જમણી બાજુએ દોરાતવી. સાંધો અવરી બાજુએ આવે તેમ રાખવો એટલે પટીની સવરી બાજુ અને કપડાંની સવરી બાજુ જોડેલી રાખી સીવી જવું. એ પછી પટીની બીજી કીનારી અવરી બાજુએ ફેરવી સાંધા ઉપરથી એટલે સાંધો ઢંકાય તેમ સીવી જવી. તાંકા સવરી બાજુએ દીસવા નહી જોઇએ. પછી પટીની બરાબર વચ્ચેથી સર પાડી તે સરને સાંધાની સીલાઈપર ફાંકવો એટલે બોક્ષ પ્લીટનો આકાર થશે. પછી તેને સીવી દાબીને રાખવી, અંદરનો સાંધો જમણી બાજુ તરફ વલેલો રહે એમ ફાંકવું, કારણ બટન હોલ કરતી વેલા સાંધાનું કપડું વચ્ચે આવે તો હોલ ચુંથાયલા થશે.

બીજી બાજુની હેઠેની પટી પેહલા નાઈટ ગાઉનમાં સમજાવ્યા મુજબ મુકવી, અને નીચેથી ૦ાા ઇંચ આડો કાપ મુકવો. જેથી "બોક્ષ પ્લીટ"વાલી પટી ઉપર લેતાં બોલ ન આવે. બંને પટીઓ ગોઠવ્યા પછી "બોક્ષ પ્લીટ"નો નીચલો ભાગ વાલીને અણીવાલો આકાર બનાવવો યા તે ભાગ સીધો રાખવો. પછવાડેથી ટેપ મુકી ફાટેલો ભાગ ઢાંકી નાંખવો, અને ઉપલા ભાગપર ફેનસી તાંકા ભરવા. (જુઓ આકૃતી). એની આસપાસ જો લેસ મુકવી હોય તો બોક્ષ પ્લીટ-પર ફેનસી તાંકા ભરયા આગમજ પછવાડેની બાજુએથી તાંકા લઇ ફરતી મુકવી. ખુણાં આગલથી વધારે ગેધર કરી ફેરવવું. તાંકા ઉપરથી દીસવા નહી જોઇએ. પછી બોક્ષ પ્લીટને દાબી ફાંક મારી ઉપરથી ભરી જવું.

**બાંહે**—બાંહેનો સાંધો આખો સીવવો, તેપર નીચે ફ્રીલ રાખવી અને વચ્ચે ઇનસરશન યા કપડાંની પટી મુકવી, અથવા તો ફ્રીલને બદલે કફ મુકવો. હાથનાં ગાલાનું માપ લઇ કાંદી આગલથી બાંહેને ગેધર કરવી યા ઝીણી ઝીણી ટક મારવી. તે કરતી વેલા સાંધા આગલથી બંને બાજુએ ૧ાા ઈંચ કપડું સાદું રાખવું.

હવે બાંહે જોડતી વેલા તેનાં બગલનાં ગાલાનો ભાગ જો વાંકો ચુકો હોય તો પેહલાં કાપીને સરખો કરવો. યોકના ભાગપરનું અસ્તર જો ફાંકેલું હોય તો ઉખેડી ખુલ્લું કરવું, કેમજે ત્યાં બાંહેનો ભાગ જોડાશે. બાંહે જોડીને સીવ્યા પછી અસ્તર સાંધાપર મુકી

પછવાડેથી સીવી જવું. આ નાઈટ ગાઉનમાં આપેલી બોંહેનો સાંધો બગલના સાંધા સાથે જોડીને બોંહે જોડવી. બીજી બોંહો માફક આ બોંહે જોડવી નહી. વલી એનો ગાલો બધી બાજુએ સરખો હોવાથી જમણી, ડાબી ગાલાપરથી પરખાશે નહી, આગલ સમજાવ્યું છે તે મુજબ બોંહેનાં સાંધાની જે બાજુ સીધી એટલે કોરકોરવાલી હોય તે ઉપર એટલે આગલીગમ આવે તેમ રાખવી. આડકત્રી બાજુ પીઠપર એટલે નીચે આવશે. એવી રીતે પકડીને જોવાથી જમણી ડાબી માલમ પડશે. બોંહેનો તથા નાઇટ ગાઉનનો સાંધો બગલ આગલથી સાથે પકડી ફાંકી જવું. બોંહેનાં ગાલાનો જેટલો ભાગ મોટો હોય તે ખભાંની બંને બાજુએ ગેધર કરી બેસાડવો. યાદ રાખવું કે બોંહે ગમે એટલી સાંકડી હોય તોપણ તેનો ગાલો કપડાંનાં ગાલા કરતાં ૧) ઇંચિ જેટલોબી મોટો હોવો જોઇએ. બોંહે સીવતી વેલા હમેશાં સીવનારની સાંમે પકડવી.

---

## નાઇટ ગાઉન ૩ જો.

આ નાઇટ ગાઉન બદયાનનાં કાપપરથી કહાડવામાં આવ્યો છે. દરેક સીવનાર બાઇ પાસે પોતાનાં બદયાનનાં કાપ તો હોવા જોઇએ. એક નાઇટ ગાઉન માટે કેટલું કપડું જોઇએ તે આગલ આપેલા નાઈટ ગાઉન કાપવાની સમજ જેઓએ ધ્યાનથી વાંચી વેતરવાની કોશેશ કીધી હશે તેઓને સેહલાઇથી સમજ પડશે. ઉપર ટપકથી તેની ગણત્રી એવી રીતે કરવી કે નાઇટ ગાઉનની લંબાઈ જેટલી રાખવી હોય તે કરતાં દબલ કપડું અને તે ઉપરાંત સુમારે ૧ાા વાર બોંહે માટે લેવું.

અગાઉ માફક લંબાઇનાં માપ માટે પેહરનારનાં ખભાંનાં ઉપલા ભાગથી એટલે ગરદન આગલનાં ભાગથી જમીન સુધીનું માપ લેવું અને નીચેની કીનારી વાલવા તથા સોસવણ માટે બે ઇંચ વધારે રાખવું. પોહલાઇ માટે પનેહ જોઇ પેહરનારના કદ પ્રમાણે રાખવાની સમજણ જે આગલા ભાગપર આપી છે તે મુજબ કરવું.

પેહલાં પીઠનો કાપ લેવો. પીઠ અને તેની બાજુનાં બે કાપો જો છુટા હોય તો સાથે જોડી નાંખવા. સેહલી રીત એ છે કે ઉપલા કાપો અસ્તરનાં કપડાંનાં કાપી, ત્રણુડે કાપ સાથે ફાંકી જવા. તે બાજુએ રાખી નાઇટ ગાઉનનું પીઠ માટેનું કપડું લઇ તેને પનેહમાંથી એવડું કરી વચ્ચોવચમાંથી બેઉ બાજુએ નાની બોક્ષ પ્લીટ યા ઝીણી ટક મારવી. એ ટકવાલો ભાગ આખાં ગલાંપર આવવો જોઇએ અને ૫) થી ૬) ઈંચની જગા રોકશે. ટક લંબાઇએ પાંચ ઇંચ રાખવી. ટક મારયા પછી પેલી અસ્તરની પીઠ કપડાંપર ટાંચણી મારી મુકવી. આપણા કાપની લગોલગ પેનસીલની લાઇન મારવી નહી કારણ નાઇટ ગાઉન બદયાનની માફક તંગ રખાતો નથી તે બધી બાજુથી થોડો થોડો ઢીલો રાખવામાં આવે છે. માટે નીચલી ગણત્રી મુજબ બધાં ભાગોની લાઇન મારવી. ગલાંનો ભાગ જેમ છે તેમ રાખવો, ખભાંપરથી ૦ાા ઇંચ છોડવું, બગલનાં ઉપલા ભાગપરથી એક ઇંચ અને આસ્તે આસ્તે નીચે આવતાં ૦ાા ઇંચ કરવું, બાજુનાં કાપ આગલથી ૧) ઇંચ છોડવું. એ મુજબ લાઇન મારી જવી. હેઠની કીનારીપર લાઇન મારવી નહીં. કાપને ટાંચણી મારેલી ઉખેડી નાંખવી અને જો નાઇટ ગાઉનને ચીરયું મુકવાની જરૂર હોય તો આગલ આપેલી સમજણ મુજબ ઉપલા ભાગપરનાં કટકાને આડકત્રો કાપી કોરેકોર સાથે સીવી લેવો અને બાજુનાં કાપની લાઇન જે પેનસીલે મારી છે તેની સાથે મેલવી લેવો.

આગલનાં ભાગ માટે પેસનો કાપ અસ્તરનો લઈ તેનાં ચમટા ફાંકી તેને દબલ કપડાંપર ઉપર મુજબ ટાંચણી મારી જવી. ગલાં આગલથી ટક યા ગેધર માટે ૩) ઇંચ સીધું કપડું છોડવું. બગલ આગલથી ફરતો ઘેરાવો ૦ાા ઇંચજ છોડવો, બાકીનાં ભાગો પીઠની માફકજ રાખવા. એ રીતે પેનસીલે લાઇન મારયા પછી કાપ છોડી નાંખવો અને બાજુનો સાંધો પીઠની માફકજ બદયાનનાં સાંધા સાથે મેલવી દેવો. પીઠનું ખભું પેસનાં ખભાં કરતાં સેહજ મોટું રેહેશે. તે સીવતી વેલા બેંઞેને મેલવી નાખવું.

**બાંહે**—આગલ આપેલી કોઇબી બાંહેમાંથી લેવી.

સીવવાની સમજણ આગલા ભાગોપર આપી છે તે મુજબ કરી જવું.

આગલા ભાગપર બટનની પટીપર ફરતી ફ્રીલ મુકવી. એ ફ્રીલની ગોઠવણ અત્રે જુદી રીતે કરીશું. પેહલાં આગલો જેટલો ભાગ ખુલ્લો રાખ્યો હોય તે કરતાં દબલ લંબાઈની કપડાંની પટી જેટલી જોઇએ એટલી પોહલી રાખી કાપવી. એવી બે પટીઓ બે બાજુ માટે જુદી જુદી કાપવી. એક બાજુથી તેને આડકત્રી કાપી ફીનારી સીવી લેવી, પછી સીધી બાજુથી દોરાતણ કરી ગેધર કરવી. પછી નાઈટ ગાઉનની સવરી બાજુપર ફ્રીલની અવરી બાજુ મુકી ગેધર બરાબર ગોઠવી ફાંકી જવી. બંને બાજુ એવી રીતે ફાંકવી. ફ્રીલનાં બંને છેડાને ફીનારી પરથી સીવી લેવાં. પછી હોલની પટી માટે ૨॥ ઈંચ પોહલી અને ખુલ્લા કાપની લંબાઈ કરતાં ०॥ ઈંચ લાંબી એક પટી ફાડવી. એ પટીની સવરી બાજુને પેલી ફાંકેલી ફ્રીલપર મુકી ફાંકાને સાંચો મારી જવો. ત્રણકે કપડાંપર સાથે સંચો મરાશે. પછી સાંધાપર પટીનો બીજો છેડો વાલી પેલી સીવણની બાજુએથી સીવી જવી. આ પટી બાહારથી અલગ મુકી હોય તેમ દેખાશે. એવીજ રીતે બીજી બાજુનીબી પટી મુકવી અને એક પટીને બીજી પટીપર આખી ગોઠવી નીચેથી બરાબર સીવીને બંધ કરી લેવી.

ફ્રીલનો ઘાટ કેવી રીતે કાપવામાં આવ્યો છે તથા તેપર પટી કેમ ગોઠવીને મુકી છે તે આકૃતી જોવાથી સમજ પડશે. ફ્રીલને છેડે જો ગમે તો ઝીણી લેસ ફરતી મુકવી. નાઈટ ગાઉન કમ્મરમાંથી વધારે બંધબેસ્તો લાવવા માટે કેટલીક વેલા કમ્મર આગલથી થોડીક ઝીણી ટક પાંચ પાંચ ઈંચ લાંબી મારવામાં આવે છે. આકૃતીમાં એ ટક મારવાની જગા પણ બતાવવામાં આવી છે.

ગલાં આગલનાં નાઈટ ગાઉનનાં ભાગપર ગેધર કરી લેવી. એ ગેધર ખભાંનાં સાંધા સુધી લઈ જવી નહી. સાંધાથી ૧॥ ઈંચ દુર રાખવી. ગેધર ફાંકયા પછી ફ્રીલનું કપડું જે ઉપરથી છુટું રેહશે તે જો ગલાંના ભાગ કરતાં લાંબુ જતું હોય તો જરા ગેધર કરી ગલાંનાં દાબરાપર ફાંકી લેવું, પછી તેપર ગલાંની ઝીણી પટી આગલા ભાગમાં

સમજાવ્યા મુજબ મુકી તેપર આગલ જણાવેલો કાઈબી કોલર મુકવો. કોલરપર ઝીણી ફ્રીલ અને ફ્રીલને છેડે ઝીણી લેસ મુકવી કે જેમ બટનની પટીપર કરવામાં આવ્યું છે. એજ મુજબ બાંહેને પણ ફ્રીલ કરી લેસ મુકવી. બટનની પટીપર ફ્રીલને બદલે જોઇએ તો પોહલી લેસ ફરતી મુકવી, અને તેજ મુજબ કોલર અને બાંહેપર પણ એક સરખું લાગવા માટે કરવું.

---

## બ્લાઉઝનાં કાપપરથી કાપેલા કોલર.

કાંઈપણ માપ લીધા વીના બ્લાઉઝનાં કાપપરથી કાપેલા બે જાતનાં સેલર કોલર આકૃતીમાં બતાવામાં આવ્યા છે.

પેહલાં ખાલી કાગજપર બ્લાઉઝના પેસ તથા પીઠ બંને ખભાં આગલથી અડાડાવી મુકવા, પછી આકૃતી મુજબ કોલરનો આકાર બંને કાપપર સાથે દોરવો. કોલરના જે ભાગની આકૃતી કાપપર આવી હોય તેપર કાતરની અણીવતી નીચેનાં કાગજપર નાકાં પાડવાં અને પછી કોલરનો આકાર કાપી કહાડવો, એજ મુજબ કોઇબી આકારનાં કોલરો કાપપર ચીતારી કાપી શકાશે. એવી રીતે ચીતારવાથી ગલાંના માપમાં કશોબી ફેરફાર પડશે નહી અને કોલરો બીલકુલ બંધબેસ્તા આવશે. આગલ બતાવેલા કોલરો માફક માપ લેવાની તકલીફ આ કોલરમાં પડશે નહી.

# પ્રકરણ ૭ મું.

---

## બાઇરાંઓનું બ્લાઉસ.

આ બ્લાઉસ માટે ત્રણ જાતનાં માપની જરૂર છે. ૧ લુ પીઠની લંબાઈ, ૨ જું છાતીનો ઘેરાવો અને ૩ જું કમ્મરનો ઘેરાવો. ૧ લું માપ લેવા માટે કમ્મરે એક પટી બાંધવી. પછી બોચીનાં હાડકાંપરથી ટેપ પકડી પેલી બાંધેલી પટીની હેઠે સુધી લંબાઇએ માપ લેવું. બરડો સીધો રાખવો. ૨ જું માંપ–બરડાપરથી થઇ છાતીનાં ઘેરાવાપર ફરતી ટેપ પકડી ગોલ માપવું. એ માપ ઘણું તંગ લેવું નહી. ૩ જું—કમ્મરનું ફરતું માપ લેવું. ટેપ તગ પકડવી.

**પીઠ**—ધારો કે પીઠની લંબાઈ ૧પાા ઈંચ છે અને છાતીનો ઘેરાવો ૩૪) ઈંચ છે તો લંબાઇએ કાગજ ૦ાા ઈંચ વધારે એટલે ૧૬) ઈંચ રાખવું. પોહલાઇ માટે છાતીનો જેટલો ઘેરાવો હોય તેનાં સરખા ચાર ભાગ કરી તેમાંનો ૦ા ભાગ લેવો. જો ૩૪) ઈંચ ઘેરાવો હોય તો તેનો ચોથો ભાગ ૮ાા ઇંચ થશે તેટલી કાગજની પોહલાઈ રાખવી. ૧૬×૮ાા ઈંચનું કાગજ કાપી તેની લંબાઇએ ઘડી કરી ૮) સરખા ભાગ કાગજનાં સર પાડી કરો. પોહલાઇએ ચાર ભાગ કરો અને પાસેની આકૃતી મુજબ કાપનો આકાર ચીતારો. પછી પેનસીલની લાઇનિ પ્રમાણે કાપી કહાડો.

એટલું ધ્યાનમાં રાખવું કે આકૃતીમાં જે લીટી કમ્મરનો ભાગ બતાવે છે તેનું માપ પહેરનારની આખી કમ્મરનાં માંપનો ૦ા) ભાગ હોવો જોઇએ. જો તેમ ન આવે તો આકૃતીમાં બતાવેલી પીઠનાં વચલા સાંધાની લીટીથી કમ્મરનો ૦ા) ભાગ માંપીને નીચલી લાઇનપર જ્યાં આવે ત્યાં મુકવો અને તેને બગલનાં ખુણાં સાથે જોડી નાંખવો જેથી બાજુના કાપની લીટી આવશે. આપણાં બઇરાંઓની કમ્મર છાતીનાં ઘેરાવાનાં પ્રમાણમાં ઘણું કરીને મોટી રહે છે. માટે કમ્મરનું માંપ ઉપર મુજબ માંપીને મુકવાથી બરાબર આવશે.

**પેસ** માટે પીઠનાં જેટલુંજ લાંબું કાગજ કાપો. પોહલાઇ

પીઠ કરતાં ાા ઈંચ વધારે રાખો એટલે ૧૬×૯ ઈંચ કાગજનું માપ લઈ ઉપર મુજબ ચોકઠાનાં સર પાડી પાસેની આકૃતી મુજબ ચીતારો. કપડું કાપતી વેલા કાપ કપડાંની લંબાઇએ મુકવા, દરેક બાજુ ફરતી સીલાઇ રાખવી. ખભાં, ગલું, બગલનો ગાલો તથા હેઠે ાા ઈંચ અને બ્લાઉસનાં સાંધાપર ાાા ઇંચ સીલાઈ રાખવી. પીઠપર બટનની પટી માટે ૨। ઈંચ વધારે રાખવું. પેસ કાપતી વેલા દાબા હાથપર લંબાઈની ઉભી લાઇન (ગલાં હેઠેની) કાપવી નહીં. તે બાજુએ સીલાઈ પણ રાખવી નહીં કારણ પેસ વચ્ચેથી સલંગ રેહશે માટે એ લાઈન કપડાંની ઘડીપર આવે તેમ ગોઠવવી. નીચેથી કાપ કરતાં ૨) થી ૩) ઈંચ કપડું વધારે રાખી આકૃતીમાં જે મીંડાની લાઇન પાડી છે તે મુજબ કાપવું. એ બ્લાઉસમાં કમ્મર આગલથી જે ભાગ ઢીલો રહે છે અને જેને "પાઉચ" યા "ફ્રેલ" કહે છે તે માટે છે.

**કમ્મરનો બેંડ અથવા પટી**—કમ્મરના માપ કરતાં ાા ઈંચ લાંબી અને ૨) ઇંચ પોહલી એક પટી લેવો. પોહલાઇએ બેઉ છેડાપરથી ઝીણી સીવી લેરો. તેની લંબાઇનાં બરાબર અરધા ભાગ પર એક સર પાડો તે અરધા ભાગને પાછો દબલ કરી ત્યાં એકેકો સર પાડો, એટલે ૪, સરખા ભાગ થશે. કમ્મરનું માપ ૨૪) ઈંચ હશે તો ૨૪ાા ઈંચિ પટીની લંબાઈ રાખવી. બંને છેડાની સીવામણમાં ાા ઈંચિ જશે બાકી ૨૪) ઇંચ રેહશે તેનાં ચાર ભાગ કરતાં દરેકમાં ૬) ઈંચ આવશે. હવે જે પટી હોલની હોય એટલે ઉપર આવે (બતન કીધા હશે તો હોલની પટી ઉપર આવશે. આંકડા હશે તો આંકડાવાલી પટી ઉપર આવશે. જેબી પટી ઉપર આવે) તેને છેડેથી કમ્મરની પટીના એક છેડાને ટાંચણી મારવી. બીજા છેડાને બીજી પટી છોડી તે પટીની સીવામણ આગલથી ટાંચણી મારો. બ્લાઉઝની બરાબર અધવચે પટીની અધવચ્ચનાં ભાગને ટાંચણી મારો. હવે જ્યાં પટીનાં ૦। ઈંચ ભાગપર સર પાડયો છે તેને બગલની હેઠેનાં સાંધા સાથે ટાંચણી મારો. બંને બાજુએ એવી રીતે ટાંચણી કરો એટલે ચાર બાજુએ ટાંચણી મરાશે. પછી પેસનો જેટલો ભાગ પટી કરતાં મોટો હોય તેને બરાબર વચમાંથી બંને બાજુએ ગેધર

કરી લેવો. સાંધા આગલથી સુમારે ત્રણથી સાડાત્રણ ઇંચ જેટલો ભાગ સાદો રાખી પટી જોડવી. પીઠની કમ્મર જો બરાબર માપીને ૦ા) ભાગે લીધી હશે તો પટીનાં માંપની બરાબર આવશે. નહી તો તેમાં ફેર પડશે. નાની હોવી ન જોઇએ. જો સેહજ મોટા હશે તો ચાલશે તેમ જો હોય તો બટન તથા હોલની પટીઓ તરફથી સેહજ ગેધર લેવી. એવી રીતે પટી ફાંકી તે પર સંચો મારવો. પછી પટી સાંધાપર વાલીને સીવી નાંખવી.

બીજી પણ એક જાતની ઝુલતી પટી ઉપલી સીધી પટીને બદલે મુકવામાં આવેછે. જે પેટીકોટનાં પ્રકરણમાં આપેલા ગોલ કાપનાં લેફાને મલતી આવે છે. તેમાં સમજાવેલી રીત મુજબજ તે કાપવી પણ પોહલાઇમાં ઓછી રાખવી. ૨ા) ઇંચ જેટલી ચાલશે. સીલાઈ પણ તેમાંજ રાખવી. તે કાપવાની એક બીજી સેહલી રીત નીચે મુજબ છે:—

પેહલાં કાગજપર કમ્મરનાં માપનાં અરધા ભાગ જેટલી સીધી લાઈન દોરવી એટલે કમ્મર જો ૨૪) ઈંચ હોય તો ૧૨) ઈંચ લાંબી લાઈન દોરવી. તેની બરાબર વચ્ચેથી એક સીધી લાઇન ૨ા) ઈંચ નીચે દોરવી. તેમજ બંને છેડાપરથી થોડીક લંબાઇએ એકકી લીટી દોરવી. પછી નાંકેનાં બંને ખુણાંપરથી થઇ વચ્ચેની ૨ા) ઇંચની લાઇનને અઠડી એક વાંક આકૃતી મુજબ દોરવો. એ વાંકની બરાબર વચ્ચેથી બંને બાજુએ ૬) ઈંચ માંપીને નીશાની કરવી, અને તે બંને નીશાનીથી છેડાપર ઉભા લાઈનને અઠડે તેમ ૨ા) ઇંચ નીચે ઉતારી ત્રણુડે નીશાનીઓપરથી એક બીજો વાંક દોરો. જો વાંક બરાબર ન આવે તો પેહલાં વાંકની હેઠે થોડે થોડે છેટે ૨ા) ઇંચ માંપીને આડકત્રી લાઇન દોરો. હવે વાંકની વચ્ચેની મીડાંવાલી લાઇનને ૨ા) ઇંચ નીચે ઉતારી ત્રણે નીશાનીઓપરથી એક બીજો વાંક દોરો. જો વાંક બરાબર ન આવે તો પેહલા વાંકની હેઠે થોડે છેટે ૨ા) ઈંચ માંપી તાંપ મુકી તેના અડસટાએ વાંક દોરશો તો બરાબર આવશે. એ પટો ઉપલા સીધા પટાની માફકજ બલાઉઝ સાથે ફાંકવો. કપડું કાપતી વેલા બંને છેડાપર સીલાઇ તથા વાલવાનું કપડું વધારે રાખવાનું ધ્યાંન રાખવું. પટાનાં નીચલા

વાંકને ઝીણી કીનારી વાલી સીવી લેવો તથા ઉપલાં વાંકને બ્લાઉઝ સાથે જોડવો. એવી રીતે જોડવો કે સાંધો સવરી બાજુએ આવે. પટાની ઉલટી બાજુ અને બ્લાઉઝની ઉલટી બાજુ સાથે જોડીને પકડવી અને પછી ઘણુંજ થોડું કપડું સીવામણમાં લઈ ઝીણી દોરાતણ કરી જવી યા સંચો મારવો. જે ભાગપર ગેધર આવે ત્યાં સંભાલથી સીવવું. ગેધરવાલો ભાગ એકેકપર આવી ડુચો થાય નહી તે જોવું. હવે જોડાણવાલો સાંધો સવરી બાજુએ આવશે. સાંધો જો કોઇ બાજુથી મોટો થઇ ગયો હોય તો કાતરે કાપી બધી બાજુએથી સરખો કરવો અને ઘણો ઝીણો રાખવો, પછી ઉલટી બાજુએથી બ્લાઉઝ અને પટાનું કપડું સાથે ચમટીમાં પકડો એટલે સાંધો દબાઈ જશે, અને સાંધાની પોહલાઈની જરાક હેઠેથી ફાંકી જઈ તેપર સંચો મારી જાવો. એવી રીતે ફાંકવું કે સાંધાનાં પીસ્તાં સવરી બાજુપર દીસે નહી. હવે સીવેલો સાંધો સવરી બાજુપર આવશે. એવી રીતે સીવેલા સાંધા ઘણાં સફાઇદાર લાગે છે. ઘણાં ઝીણાં અને અસ્તર વગરનાં બ્લાઉઝ તથા બોંહેનાં સાંધા પણ એજ રીતે સીવવામાં આવે છે.

---

## બ્લાઉઝ કાપવાની બીજી રીત.

કાગજની ઘડી કીધા વીનાં બ્લાઉઝનાં સર્વે ભાગો શું આધારે અને માંપે કપાય છે તે નીચલાં વર્ણનપરથી સમજી શકાશે. તે ધ્યાનથી વાંચી સર્વે માંપ મનમાં બરાબર ગોખી રાખવામાં આવશે, તો એક હુશીઆર વેતરનાર કોઇનાંબી શરીરનું માંપ લઇ દરેક કાપ શું આધારે અને કેવા પ્રમાણમાં કપાવા જોઇએ તે તુરત સમજીને કાપી શકશે. એજ કાપપરથી ઘડીવાલી કાપવામાં આવેલા કાપો શું આધારે કપાય છે તે પણ તુરત સમજ પડી શકશે. ઘડીની રૂઢીમાં ભેજાંનો ઉપયોગ કરવામાં આવતો નથી. વગર વીચારે એક ચોકસ રૂઢી પ્રમાણે કાગજની ઘડીવાલી તેનાં ચોકઠાંને આધારે આકૃતી પાડી કાપો કાપવામાં આવે છે. તેમાં ઝાઝાં માંપની જરૂર પડતી નથી. નીચલા કાપ માટે ઘણાં માંપ લેવાં પડે છે અને તેમાં વધારે સમજણની જરૂર છે.

નીચલાં માંપો લઇ કાગજપર નોંધવા:—

૧. **પીઠની લંબાઇ**—ટેપનો એક છેડો ગરદનનાં મોટાં હાડકાપર પકડી, પીઠની બરાબર વચ્ચેથી થઈ કમ્મરની હેઠે સુધી માંપ લેવું.

૨. **પેસંની લંબાઇ**—ટેપને ગલાંનાં ખાડાપર મુકી સીધી નીચે ઉતારી કમ્મરની હેઠે સુધી ઢીલું માંપ લેવું.

૩. **પીઠની ઉપલી પોહલાઇ**—ગરદનનાં હાડકાંથી ૩) ઈંચ હેઠે ઉતરી ખભાંનાં એક છેડાથી બીજા સુધી (એટલે જ્યાંથી આપણો હાથ શરૂ થાય છે તે ખાંચાંથી).

૪. **છાતીનું ઉપલું માંપ**—આ માંપ પેસપર આવશે. ગલાંનાં ખાડાથી સુમારે ૨) ઇંચ હેઠે હાથનાં બંને ખાંચાઓ (હાથ જ્યાંથી શરૂ થાય છે તે ખાંચો)ની વચ્ચેનું માંપ, ત્રીજું તેમજ ચોથું બંને માંપો બરાબર હાથનાં સાંધાપરથી શરૂ કરવાં.

૫. **છાતીનાં ઘેરાવાનું માંપ**—બરડાપરથી થઇ, બગલમાંથી બાહર લાવી છાતીનાં ભાગપરથી ઢીલું લેવું.

૬. **ગલાનું માંપ**—હાથ તાઈટ રાખી ગલાંની હેઠેથી ફરતું ગોલ માંપ લેવું. બ્લાઉઝ બરાબર બંધબેસ્તું બનાવવા માટે તેનો સઘલો આધાર ઉપલાં માપોપર રહે છે. માટે તે ઘણી સંભાલથી લેવાં. પેહરેલાં કપડાંને આધારે માંપ કદી લેવાં નહી. શરીરપરથી લેવાં.

**પીઠ**—સાધારણ કદનું એક કાગજ લઇ તેપર નીચે મુજબ લાઇન દોરો. કાગજની ડાબીમેર એક ઉભી લીટી પીઠની લંબાઇ કરતાં ૦।।) ઇંચ વધારે દોરો. લંબાઇ ૧૫।।+૦।।=૧૬ ઇંચ (લાઇન ક, ખ).

ક, ખ નો અરધો ભાગ ક, ગ મુકો.

ક, ગ નો અરધો ભાગ ક, ઘ મુકો.

હવે આકૃતીમાં આપેલી લીટીઓપર પીઠની આકૃતી રચાશે.

ક થી ૦।।) ઈંચ હેઠે ઉતરી જમણી મેર ગલાંની લીટીપર ૨) ઈંચ હઠી ગલાંનો આકાર દોરો.

ખ થી જમણી મેર કમ્મરની લીટીપર ૧) ઈંચ હઠી ગલાં સાથે જોડી નાંખો એ લાઈન પીઠની વચ્ચેની લાઈન છે. હવે પીઠનાં જેબી માંપ પોહલાઇએ લેવાં પડે તે એ લાઇનપરથી માંપવા.

એ લાઇનપરથી પીઠની ઉપલી પોહલાઇની લીટીપર એજ પોહલાઇનું અરધું માંપ મુકો (ચ).

પીઠની એજ વચલી લાઇનપરથી છાતીનાં ઘેરાવાની લીટીપર છાતીનાં ઘેરાવાનું ૦।) માંપ–૧) ઈંચ મુકો.

(છ) જો છાતીનો ઘેરાવો ૩૬) ઈંચ હોય તો તેનું ૦।) માંપ ૯) ઈંચ, ૯–૧=૮) ઈંચ થશે.

ચ થી ૨) ઈંચ ઉપર અને ૦॥) ઈંચ જમણી મેર હઠી (જ) મુકો. જ, ચ, છ બગલનો ગાલો દોરો.

જ થી ગલાંનાં ખુણાંપર લાઇન દોરો જે ખભું થશે.

પીઠની વચલી લાઈનથી કમ્મરની આડી લાઇનપર કમ્મરનું ૦।) માંપ મુકો. તેને છ સાથે જોડી નાંખો. હવે પીઠની આકૃતી પુરી થઈ.

પેસ માટે પીઠની માફકજ કાગજનાં જમણાં હાથપર ઉભી લીટી દોરો. તેને લગાડીને દાબી મેર ગલાં, છાતીનો ઉપલો ભાગ, છાતીનો ઘેરાવો અને કમ્મરની લીટીઓ જેમ પીઠનાં કાગજપર દોરી હતી તેમ દોરો. એ લીટીઓપર પોહલાઇએ કાંઈપણ માંપ હાલ તુરત મુકવું નહી. ઉભી લીટીપર પેસની લંબાઇ મુકો. ઉભી લીટીનાં ઉપલા ખુણાં ક પરથી ઉપલી આડી લીટીપર છાતીનાં ઘેરાવાનો ૦।) ભાગ +૧) ઈંચ માંપીને મુકો (ખ).

ખ થી ૧॥) ઈંચ હેઠે ચ ટાંપ મુકી ત્યાંથી જમણી મેર ૫) ઈંચ આડી લીટી દોરો. એ લીટી ખભાંનાં માંપ માટે છે.

ક થી ૨॥) ઈંચ હેઠે ઉતરી અને ૨॥) ઈંચ ઉપલી લીટીપર દાબી મેર ગલાં માટે ટાંપ મુકી ગલું દોરો. ગ, ઘ.

પીઠનાં ખભાંનું માંપ લઈ તે કરતાં ૦।) ઈંચ ઓછું માંપ ઘ થી ચ લાઈનપર માંપીને મુકો. ઘ, છ લાઇન ખભું આવશે.

છાતીનું ઉપલું અરધું માંપ જમણી બાજુની સીધી લાઇનપરથી છાતીની ઉપલી લીટીપર માંપીને મુકો.

છાતીનાં ઘેરાવાની લાઈનપર છાતીનાં ઘેરાવાનું ૦ાા) માંપ +૧) ઈંચ. મુકો. પછી આકૃતી મુજબ છ, જ, ઝ બગલનો વાંક દોરો ઝ થી સીધી લાઇન નીચે દોરી ત્યાંથી ૧) ઇંચ જમણી બાજુ કમ્મરની લાઈનપર માંપ મુકો. અને ઝ, ટ લાઇન દોરો. તેને નીચેથી આગલી લાઇન સાથે જોડી નાંખો.

---

## (Magyar) મેગીઆ બ્લાઉઝ.

આ જાતનાં બ્લાઉઝમાં પેસ, પીઠ, તથા બોંહે એકજ ટુકડામાંથી વેતરાય છે. એટલે ખભાં તેમજ બોંહેનાં ગાલાપર સાંધો આવતો નથી. આ કાપ બ્લાઉઝનાં કાપપરથી સેહલથી નીકલી શકશે. તે કેમ કાહડવા તેની થોડીક સમજ નીચે આપીશું.

**કાગજની લંબાઇ**—પેસ અને પીઠ બંનેની લંબાઈ કરતાં થોડાક ઇંચ વધુ રાખવી.

**કાગજની પોહલાઇ**—પેસની પોહલાઇ અને બોંહેની લંબાઈ સાથે માંપી તે કરતાં થોડાક ઇંચ વધુ રાખવી.

લંબાઇએથી કાગજની એક બાજુની કીનારી તદન સીધી રાખવી. વાંકી હોવી જોઇએ નહી. એ કીનારીથી કાગજ સરખું પકડી લંબાઇએ બેવડી ઘડી કરવી. કાગજનાં બંને પડ જમણી તરફની કીનારીથી વાંકા ચુકાં હશે તો કાપ સરખો બેસશે નહી. તે બરાબર ગોઠવ્યા પછી ઘડીવાલો ભાગ ઊપર રાખવો. આકૃતીમાં વચ્ચેની મીડાંવાલી લીટી ઘડી બતાવે છે. પેસની આગલી બાજુ કાગજની કીનારીને જમણી તરફથી અડાડાવીને મુકવી એવી રીતે કે ગલાંનો ભાગ ઉપલી ઘડીને અડકે. કાપને હેંઠનાં કાગજ સાથે ટાંચણી લગાડવી કે હડી ન જાય. પછી બગલનાં ખુણાંમાંથી બોંહેનાં કાપની લંબાઇ જેટલી જોઇતી હોય તટલી માંપીને મુકવી. ઘડીવાલા ભાગ તરફથી કાંદીનું માંપ અરધે ભાગે હેંઠે માંપીને મુકવું. બોંહે જો ટુકી

કોણી સુધીની હશે તો એ માંપ સુમારે ૫॥) ઇંચ પુરતું થશે. લાંબી હશે તો જે ઘાટની બોંહે બનાવવી હોય તે મુજબ માંપ રાખવું. તંગ બોંહે હશે તો નાનું અને કફની ઢીલી હશે તો મોટુ જોઇશે. કાંદીની અરધી પોહલાઇનું માંપ મુકયા પછી બોંહેનાં કાપને બગલ સાથે જોડી નાંખવો અને કાંદી આગલથી સીધી લીટીપરથી ૦॥) ઇંચ અંદર હઠી કાંદીનો વાંક દોરવો. હવે અરધી બાજુનો એટલે આગલો કાપ તેની અરધી બોંહે સાથે પુરો થશે. કાગજની ઘડી એવડીજ રાખી લાઇન મુજબ એવડું કાગજ કાપી જવું. ખભું અને બગલનો ગાલો કાપવો નહી. એવી રીતે કાપવાથી બંને બાજુએ પેસનો કાપ આવશે માટે કાગજને ફેરવી તેની પછવાડેની બાજુ આગલી તરફ લાવવી ઘડી એમજ રાખવી, અને બ્લાઉઝની પીઠ લઈ તેને એવી રીતે ગોઠવવી કે બગલનું ખુણું કાપેલા ખુણાંપર આવે અને ગલાંનો વચલો ભાગ કાગજની સીધી કીનારીને લાગે તથા ખભાંનું ખુણું પેસનાં ખુણાંને અડકીને બેસે. આમ ગોઠવ્યા પછી જોશો તો પીઠનો કાપ આકૃતી મુજબ ગોઠવાયલો દીસશે. બોંહે તથા બાજુનો કાપ તો અગાઉથી કપાઇ ચુકયો છે. હવે પીઠની વચલી લાઇન ગલું તથા હેઠેની બાજુ બાકી રહી છે તેને પીઠનાં કાપનાં આકાર મુજબ કાપવાં. પછી ઘડી ખોલીને જોશો તો આખો કાપ આકૃતી મુજબ દેખાશે. બગલનાં ખુણાં ગોઠવતી વેલા બ્લાઉઝનાં કાપ જેટલાં હેઠે રાખવાં નહી. સુમારે ૦॥) ઇંચ ઉપર હઠાવી કાપ ગોઠવવો. તેમ કરતાં પેસનો ભાગ આગલી મેરથી વાંકો આવે તો અડચણ નહી. તેનું ગલું સીધી લાઇનને લાગે તેમ રાખવું. બગલનાં ખુણાં પરથી જોઇએ તો આકાર ગોલ કરવો. કપડું વેતરતી વેલા લંબાઇએ એવડું કરી મુકવું. પનેહ મોટો હોય તો પનેહમાંથી એવડું કરવું. ફરતી સીલાઈ રાખવી.

આ મેગીઆનાં સાદા કાપપરથી તરેહવાર ફેશનનાં કાપ કાહડી શકાશે. જેઓને વેતરવા તથા સીવવાનો અનુભવ હશે તેઓને કોઇ-પણ જાતની ફેશન કરવાને મુશકેલી નડશે નહી.

---

## બદયાનના કાપ કાહાડવાની બીજી રીત.

આગલ આપેલાં કાપો મુજબ આ કાપ કાગજની ઘડી વાલી કહાડવામાં આવ્યાં નથી. ઘડી વાલેલા કાપોપર શરીરના દરેક ભાગોનું માપ ચોખડાંના અડસટાપરથી મુકવામાં આવ્યું છે, જ્યારે આ કાપમાં દરેક ભાગ બીજા ભાગો કરતાં કેટલાં વધતા ઓછા પ્રમાણમાં આવવો જોઇએ તેની ગણત્રી કરી સમજણ આપવામાં આવી છે. બંને કાપોની લાઇનનાં ઘાટમાં થોડો ઘણો ફેરફાર છે છતાં બંનેનો પાયો તપાસીને જોવાથી એકજસરખો માલમ પડશે.

ચોવીસ ઇંચ ચોરસ કાગજ લેવો, પેહરનારનાં શરીરનાં નીચલાં માપ લઈ તે કાગજપર નોંધો.

**કમ્મર**—૨૪) ઇંચ ; છાતીનો ઘેરાવો ૩૪) ઇંચ; પીઠની લંબાઇ ૧૬) ઇંચ ; પેસની લંબાઇ ૧૮) ઇંચ ; પીઠ અને પેસ બંનેની લંબાઇનું માપ ગલાંપર ખભાંના સાંધા આગલથી લેવું.

કાગજનાં ઉપલાં દાબાં ખુણાંપરની થોડીક જગા છોડી એક સીધી આડી લાઇન મારો. એ લાઇનિ ગલાંની છે. તેને વલગાવી તેજ ખુણાંપરથી નીચે ઉભી લાઇન મારો એ પીઠની લાઇનિ થશે. એ લાઇનપર ઉપરથી માપી પીઠની લંબાઇનું માપ મુકો (૧૬ ઇંચ) તેને જોડીને હેઠથી બીજી આડી લાઇન દોરો એ કમ્મરની લાઇનિ થશે.

પીઠની લંબાઇને અરધે ભાગે છાતીનાં ઘેરાવાની લાઇનિ દોરો. છાતીનાં ઘેરાવાનો અરધો ભાગ એ લાઇનપર મુકો. ( ૧૭ ઇંચ ). એજ લાઇનપર દાબા હાથપરથી એ માપનો ત્રીજો ભાગ મુકો. (૫⅔ ઇંચ). ૧૭) ઇંચ ટેપ માપી તેને વાલીને ત્રણ ભાગ કરશો તો જલદીથી માપી શકાશે. એ તાંપપરથી સીધી ઉભી લાઇનિ દોરી ગલાંની લાઇનિને લગાડો. ગલાં અને છાતીની લાઇનની વચ્ચે એક આડી લાઇન દોરો. એ લાઇનિ જ્યાં પેલી ઉભી લાઇનને અડકશે ત્યાં પીઠની પોહલાઇનું માપ આવશે. હવે એ લાઇન અને ગલાંની લાઇન વચ્ચે એક બીજી આડી લાઇનિ પેલી ઉભી લાઇનિને અડકાવી દોરવી, એ લાઇનિ ખભાંનાં માપની આવશે.

દાબા હાથનાં ઉપલાં ખુણાંમાંથી અરધો ઇંચ હેઠે ઉતરી એક તાંપ મુકો. તેની લાઇનપર તેજ ખુણાંમાંથી ૫ ઇંચ માપની જે સીધી લાઈન છે તેના ત્રણ સરખા ભાગ કરી તેમાંનાં પેહલા એક ભાગપર નીશાની કરી ક, ખ ગલું દોરો, ત્યાંથી ખભાંનાં માપની લાઇનને અડાડાવી ૦॥ ઈંચ બાહાર નીકલી ખ, ગ ખભાંની લાઈન દોરો. કમ્મરની લાઈનપર ૦॥ ઈંચ છોડી "ક" સાથે જોડો એ પીઠની લાઇન આવશે.

**બગલનો ગાલો**—આ કાપમાં પીઠ અને પેસપર છાતીનાં ઘેરાવાની લાઇન એક સરખે ભાગે રાખી નથી. પીઠ અને પેસ વચ્ચે અરધા ભાગપર ૩) ઈંચનો ફેર રાખવામાં આવ્યો છે, એટલે કે જો છાતીના ઘેરાવાનું માપ ૩૪)ઈંચ હોય તો ૭)ઇંચ અરધી પીઠ અને ૧૦)ઇંચ અરધો પેસ રાખવો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ,, ૩૫) | ,, | ૭। | ,, | ૧૦। | ,, | |
| ,, ૩૬) | ,, | ૭॥ | ,, | ૧૦॥ | ,, | |

ઉપલાં કોઠાપરથી જણાશે કે દર એક ઈંચના વધારાએ પીઠ અને પેસપર પા પા ઈંચ વધારવું.

છાતીની લાઇનપર પીઠ માટે ૭) ઈંચ છોડી ટાંપ મુકો. એ બગલની લાઇનના ગાલાનું માપ થશે. ગ થી ઉભી લાઇનની અધવચે અડાડાવી ઘ સુધી બગલનો ગાલો દોરો.

ઘ થી સીધી લાઈન નીચે કમ્મરની લાઈનપર અડાડાવીને દોરો. (આકૃતીમાં મીંડાંની એ લાઇન છે). તેનેથી ૦॥ ઈંચ દુર એક ટાંપ મુકો. તેને ઘ સાથે જોડી બગલની હેઠેનો કાપ દોરો. આકૃતીમાં જોઇને યા આગલ આપેલા બદયાનનાં કાપની સમજણ વાંચી પીઠનાં ૩) કાપો છુટા ચીતારો.

**પેસ**—ગલાંની લાઇનપર જમણાં ખુણાંપરથી સીધી લાઇનમાં અંદર જઈ પીઠનાં ગલાં (ક, ખ)નાં માપ કરતાં ૦॥। ઈંચ વધારે માપી ટાંપ મુકો છ. તેજ ખુણાંમાંથી હેઠે ઉતરી પીઠનાં ગલાનાં માપ કરતાં એક ઇંચ વધારે માપી જ ટાંપ મુકો અને છ,જ ગલું ચીતારો.

**ખભું**—પીઠનું ખભું ગલાંની લાઇનથી જેટલું હેઠે ઉતરયું હોય તે કરતાં ૦॥ ઈંચ ઓછી લંબાઇએ પેસનું ખભું ઉતારી થોડે

કટકે ઉભી લાઈન મારો. પીઠનું ગલું નમુનામાં ગલાંની લાઇનથી ૨) ઈંચ હેઠે આવ્યું છે. માટે પેસનું ૧॥ ઈંચપર આવશે. એ લાઈનને અઠડે તેમ આડું માપ લઈ પીઠનાં ખભાં કરતાં ૦। ઈંચ ટુંકી ખભાની લાઇન મારવી (ચ, છ). સીવતી વેલા આ ૦। ઈંચ ટુંકાં ખભાંને જરા ખેંચી પીઠનાં ખભાં સાથે મેલવી લેવું. ચ થી બગલની લંબાઇને અરધે ભાગે ૦॥ ઈંચ અંદર જઇ એક ટાંપ મુકવી અને તેને અઠડાવી બગલનો ગાલો દોરી 'ઘ' સાથે મેલવી દેવો. ઘ થી નીચે દોરેલી ઉભી લાઇન જે કમ્મરની લાઇનને મલે છે તેનેથી ૧) ઈંચ દુર એક ટાંપ મુકી બગલનો કાપ દોરો.

છ થી માપી પેસની લંબાઇનું માપ આગલી સીધી લાઈનપર મુકો ઝ. અહીંયાથી બગલનાં કાપની લાઇન સુધી કમ્મરની નવી લાઈન સેહેજ ગોલાસપર લઈ દોરી જાવો. પછી છાતીનાં ઘેરાવાની લાઇન તથા પેહેલી કમ્મરની લાઇનની અધવચે ટ ટાંપ મુકો. ઝ થી ૦॥ ઈંચ અંદર એક બીજી ટાંપ મુકી બંનેને અંદરની બાજુથી સેહજ વાંક લઈ જોડો. આગલો કાપ પુરો થશે.

**ચમટો**—આકૃતીપર પીઠ અને પેસ બંનેની કમ્મરનું આખું માપ લેવો. પછી કમ્મરનું જે અરધું માપ હોય તે તેમાંથી બાદ કરો, જે બાકી રહે તેટલું ચમટામાં દાબી લેવું. ચમટો એકજ આવશે. આકૃતીમાં પીઠની કમ્મર ૬) ઈંચ, અને પેસની ૮। ઈંચ મલી ૧૪। ઈંચ થશે. અરધી કમ્મરનું માપ ૧૨) ઈંચ છે. માટે બાકી ૨। ઈંચ રહેશે, જે ચમટામાં દાબી લેવું. પેસની કમ્મરનાં ત્રણ સરખા ભાગ કરવા. તેમાંનો એક ભાગ કમ્મરની લાઇનનાં જમણાં ખુણાંપરથી માપીને મુકવો, અને બીજા બે ભાગ દાબા ખુણાંપરથી એટલે બગલનાં માપ આગલથી માપીને મુકવા. વચમાં જે ખાંચો રહે તે ચમટાનો રહેશે. તેની બરાબર વચ્ચેથી એક સીધી મીંડાંની લાઈન "ટ" સુધીની ઉંચાઇએ દોરો. તેની ૦॥ ઈંચ જમણી મેરે અને ૦॥ ઈંચ ઉંચે બીજી ટાંપ મુકી ચમટાનો આકાર આકૃતી મુજબ દોરી જાવો. હવે આખો પેસ પુરો થશે. જો બદયાન વધારે લાંબું બનાવવું હોય તો આગલા બીજા કાપોમાં જણાવ્યા મુજબ કમ્મરની હેઠે ૩) ઈંચ લંબાવવું.

---

## અસ્તરાંનાં બ્લાઉઝ અથવા અદયાનની દોહડ કાપની બાંહે.

આ બાંહે માટે ત્રણ જાતનાં માપ લેવાની જરૂર છે.

**૧ લું બગલનાં ગાલાનું.**

**૨ જું હાથની કોણી સુધીનું**—એ માપ હાથનાં પછવાડેનાં ભાગંપરથી એટલે જ્યાં બાંહેનો ભાગ પીઠ સાથે જોડાય છે ત્યાંથી કોણી સુધીનું લેવું, માપ લેતી વેલા હાથ કમ્મરપર રાખવો.

**૩ જું હાથની કાંદી સુધીનું**—એ માપ ઉપલીજ રીતે હેઠે કાંદી સુધી લેવું.

**કાગજની લંબાઇ**—કાંદી સુધીનું જે માપ હોય તેટલું રાખવું.

**કાગજની પોહલાઇ**—બગલનાં ગાલાનાં અરધાં માપ જેટલી રાખવી.

એ પ્રમાણે કાગજ ફાડી તેને ઘડી વાલી લંબાઇએ આઠ ભાગ કરવા અને પોહલાઇએ ચાર કરવા પછી નીચે મુજબ આકૃતી ચીતારવી.

જે લાઇનો જોડાવાથી ખુણાં પડયા છે ત્યાંનો આકાર ગોલ કરવો. જુઓ આકૃતીમાં મીંડાંવાલી લાઇનો. એવીજ જાતની બાંહે આગલા છોકરીઓનાં ફ્રાકવાલા પ્રકરણમાં આપી છે, અને તેમાં તે કેમ સીવવી તેની સમજણ પણ આપવામાં આવી છે. એ બાંહેમાં કોણીનું માપ ક થી લઇને મુકવું.

આ બાંહે ફાંકીને પેહલાં પેહરી જોવી. જો વધારે લાંબી યા પોહલી હોય તો કાપપરજ તે ફેરફાર કરી લેવો, એ ફેરફાર કરવાની રીત નીચેની આકૃતીપરથી સમજ પડશે.

જો બાંહેનો કાપ ફકત ઉપરથી ઢીલો હોય તો પાસેની આકૃતી મુજબ મોટા કાપપર મીડાંની લાઇન દોરી જવી, તેજ મુજબ નાના કાપપરબી દોરવી. પછી ઉપલા ગાલાનું માપ લઈ જોવું કે બરાબર આપણુને જોઇએ એટલું છે કે નહી. જેટલું વધારે ઓછું જોઈતું હોય તેટલી લાઈન દોરી ઉપલો ભાગ કાપી નાંખવો. બીજી તરફથી જો બાંહે બરાબર આવતી હોય તો તે ભાગ એમજ રહેવા દેવો.

બાંહેની પોહલાઈ તેમજ લંબાઇ બંને ઓછી કરવી હોય તો નીચેની બીજી આકૃતી મુજબ બંને કાપેપર લાઇન મારી જવી.

આ આકૃતીમાં ફક્ત આગલા સાંધા સીવાય બધી તરફથી કાપને કેમ ટુંકો કરવો તે બતાવ્યું છે. એજ મુજબ બાંહેનાં મોટા એટલે ઉપરનાં કાપને પણ ફરતી લાઈન એટલાજ માપની દોરી જવી. નાના કાપની જે લાઇન ખાલી રાખી છે એટલે જે બાજુએ ફેરફાર કીધો નથી તેજ લાઇનપર મોટા કાપમાં પણ ફેરફાર કરવો નહી. એવી રીતે કરવાથી આખી બાંહે લંબાઇ તેમજ પોહલાઇએથી નાની થશે.

---

## દોહોડ કાપની બાંહે (બીજી).

આ બાંહે ઉપલી બાંહે કરતાં તદન જુદીજ રીતે કાહડવામાં આવી છે. એમાં બાંહેનાં માપ લઈ તે સર્વે માપ કેવી રીતે ગોઠવવા તેની સમજ આપવામાં આવી છે. ઉપલી બાંહેની માફક ફક્ત કાગજની ઘડી વાલી ચોકઠાંના અડસટાથી એ કાપ કહાડયા નથી.

**માપ ૧ લું**—બગલનો ઘેરાવો ટેપ ઢીલી પકડી માપવું (૧૫ ઇંચ).

,, **૨ જું**—કોણીનો ઘેરાવો હાથ વાલેલો રાખી લેવું (૯॥ ઇંચ).

,, **૩ જું**—કાંદીનો ઘેરાવો જો કાંદી આગલથી બાંહેનો ગાલો ખુલ્લો રાખી બટન યા આંકડા મુકવા હોય તો ગાલો માપ મુજબ રાખવો, નહી તો માપ કરતાં ૨) ઇંચ વધારે રાખવો. કાંદીનો ઘેરાવો ૫॥+૨=૭॥ ઇંચ.

,, **૪ થું**—હાથની લંબાઈનું અંદરની બાજુનું માપ. આ માપ બગલ આગલથી જ્યાં બાંહેનો સાંધો હોય છે ત્યાંથી નીચે કાંદી સુધી, હાથ બરાબર લાંબો રાખી લેવું. (૨૦ ઇંચ).

ઉપલાં માપ મુજબ હવે આકૃતી ચીતારવાની શરૂ કરવી. પેહલાં એક મોટું કાગજ લઈ નીચેથી એક આડી લાઈન થોડીક લંબાઇએ

સીધી દોરવી. તે લાઇનનાં જમણાં છેડાપરથી અડકાવી એક ઉભી લાઇન થોડીક લંબાઇએ મારવી. આ બે લાઇનમાંની આડી લાઇન-પર બોંહેની લંબાઈ અને ઉભીપર પોહલાઇ મપાશે. બંને લાઇનિ વચ્ચેનાં ખુણાંપરથી આડી લાઇનિપર ૩) ઈંચિ માપી ટાંપ મુકો. ત્યાંથી બીજા ૨) ઇંચપર ક ટાંપ મુકો, જ્યાં ૩) ઇંચની ટાંપ છે ત્યાંથી એક ઉભી લાઇન દોરો. બોંહેની જે પોહલાઇ હોય તેમાંથી ૪) ઇંચ બાદ કરી જે રહે તે માપ એ બંને ઉભી લાઇનપર મુકો. ૧૫-૪=૧૧ ઇંચિ આવશે. બીજી લાઇનની ટાંપ આગલ **ગ** માંડો. પેહલી લાઇનિનાં બે સરખા ભાગ કરો (**ખ**). **ક, ખ, ગ** બોંહેનો ઉપલો ગોલ આકાર દોરો. **ક** થી આડી ટેપ પકડી **ગ** લાઇનિને અડકે તેમ ૪) ઇંચે આડી લાઇન દોરો, એ લાઇનિપર ગોલ આકાર ચીતારો. એ હેઠેનાં નાના કાપનો ઉપલો ભાગ થશે.

આડીં લાઇનિપર **ક** થી **ચ** સુધી બોંહેની લંબાઇ ૨૦) ઇંચિ માપો તેનાં બે સરખા ભાગ કરી, ત્યાંથી ૨ા) ઇંચ ઉપર માપી એક ટાંપ **છ** મુકો. એ ટાંપને બંને બાજુએ **ક** અને **ચ** સાથે મીંડાંની લાઇનિથી જોડો. તમારો લાઇન દોરવાનો લાકડાંનો ફુટ બરાબર **ચ, છ** લાઇનને લગાડી મુકો અને તેવોજ બીજો ફુટ લઇ તેને **છ** આંગ-લથી પેહલા ફુટને અડકાવીને પકડો. પછી **છ** પરથી આડી લાઇનિ દોરો, એવીજ રીતે બીજી લાઇન **ચ** આગલથી દોરો. **છ** લાઇનિપર કોણીનું તથા **ચ** પર કાંદીનું માંપ આવશે. લાઇનિ દોરતી વેલા બંને ફુટ ખસી નહી જાય તેની સંભાલ રાખવી. એ બંને લાઇનો **ચ, છ** લાઇનિનાં કાટખુણાંપર (right-angles) આવવી જોઇએ.

કોણીનાં ઘેરાવાનાં માંપમાંથી ૩) ઇંચ બાદ કરીં તેનો અરધો ભાગ કરો, ૯ા-૩=૬ા÷૨=૩ા ઇંચ. એ માપ કોણીની લાઇનપર **છ** આગલથી માંપીને **જ** મુકો, **જ** થી ૩) ઇંચ તેજ લાઇનિપર **ઝ** મુકો. **ઝ, ગ; જ, ઘ** જોડી નાંખો.

કાંદીનું માપ ૭ા ઇંચ છે, તેમાંથી ૩) ઇંચ બાદ કરી બાકીનાં ભાગના બે ભાગ કરો. ૭ા-૩=૪ા÷૨=૨ા ઇંચિ, એ માપ કાંદીની લાઇનપર **ચ** થી માપીને **ટ** મુકો. **ટ** થી તેજ લાઇનપર ૩) ઇંચે **ઠ**

મુકો. ટ, જ; ઠ, ઝ જોડી નાંખો. ચ ની બંને બાજુએ ાા ઈંચ છોડી ટાંપ મુકી તે બંને ટાંપોને છ સાથે જોડી નાંખો.

કાપ કાપતી વેલાએ ચ આગલની બાહરની લાઇનપરથી કાપવું. પછી ચ, છ લાઇનને તેની પાસેની મીડાંવાલી લાઇનપર વાલવી એટલે બોંહેનો ઘાટ બરાબર જણાશે. નાનો હેઠેનો કાપ ચ ની અંદરની લાઇનપરથી કાપવો. બંને કાપો એ સાંધાપરથી જોડાશે એટલે બરાબર દોહડ કાપની બોંહેનો ઘાટ આવશે. કોણી આગલનાં ખુણાં બરાબર ગોલ કરી લેવાં. બોંહે જો નાની મોટી કરવી હોય તો આગલ જણાવ્યા મુજબ એજ કાપપરથી કરવી. જો ફકત ઉપરનો ગાલોજ નાનો કરવો હોય તો આ બોંહેના મોટા કાપપરજ કોણી આગલથી લાઇન દોરી ઉપલો ગાલો ઓછો કરવો, નાનો કાપ એમજ રહેવા દેવો, આમ કરવાનું કારણ એ કે આગલી બોંહેમાં જેમ મોટો અને નાનો કાપ એકસરખા પ્રમાણમાં રાખ્યા છે તેમ આ બોંહેમાં નથી. એમાં નાનો કાપ જોઇએ એટલીજ પોહલાઇનો છે, તેથી જો તેને ઓછો કરીએ તો કઢંગો ઘાટ થઇ જાય. મોટો કાપ ઉપરથી વધારે પોહલો રાખ્યો છે. માટે જો ઉપલો ગાલો નાનો કરવો હોય તો ફકત એ મોટા કાપપરજ કોણી આગલથી લાઇન દોરી ઓછો કરવો. પણ જો ફરતી આખી પોહલાઇ યા લંબાઇ ઓછી કરવી હોય તો બંને કાપોપર આગલ જણાવ્યા મુજબ કરવું.

---

## બ્લાઉઝની ઢીલી બોંહે (બીશપ સ્લીવ).

આ જાતની બોંહે ઘણી રીતે બનાવવામાં આવે છે. નીચે પાંચ જુદી જુદી રીત બતાવવામાં આવી છે તે હુશીઆર કાપનાર નજરે આકૃતી જોઇને પણ કાપી શકશે.

પહેલાં પહેરનારના હાથનું માપ લેવું. તે માટે હાથ કમ્મરપર વાળીને મુકવો અને ખભાંપરથી કોણીપર થઈ કાંદી સુધીનું માપ લેવું. તેમાંથી નાનાં કફની લંબાઇનું માપ બાદ કરવું. જેમકે ઉપરથી કાંદી સુધીનું માપ ૨૫ા ઈંચ હોય અને કફ ૨) ઈંચ મુકવો હોય તો લંબાઈ ૨૩) ઈંચ રાખવી. એવી બોંહે માટે પોહલાઈ

ઓછામાં ઓછી ૯) ઇંચ અને વધારેમાં વધારે ૧૩) ઇંચ રાખવી. આ પોહલાઈ અરધી છે. તે કાગજનાં માપ માટે છે. કપડું કાપતી વેલા દબલ કરીને મુકવું જોઇએ એટલે ૧૦) ઇંચ પોહલી બોંહે માટે ૨૦) ઇંચ કપડાંની પોહલાઈ જોઇએ. ૧ લી આકૃતી મુજબ કાપવા માટે ૨૩×૨૦ ઇંચનું કાગજ કાપો. અહીંઆં કાગજની પોહલાઈ પણુ દબલ રાખી છે. એકવડું રાખવું હોય તો ૧૦) ઇંચ લેવું. હવે પોહલાઇએથી દબલ કરો. પછી લંબાઇએ તેના ૪) સરખા ભાગ ધડી વાલીને કરો. પહેલો ભાગ '**ચ**' સુધી બગલનો ભાગ ઉતારવો. એ પહેલા ભાગની લંબાઇએ ત્રણ સરખા ભાગ કરી તેમાંના એક ભાગની જેટલી લંબાઇ હોય તે લંબાઇનું માપ બોંહેની પોહલાઇએ **ખ** આગલથી મુકવું. એટલે **ખ** ખુણામાં એક સરખી લંબાઇ-પોહલાઇનું એક નાનું ચોકડું બનશે તેનાં દાબા નીચલાં ખુણાને અડડીને બોંહેનો ઉપલો ભાંગ **ક** થી ચીતારવો. પછી એ ત્રણ ભાગમાંના બે ભાગની લંબાઇ માપી તે માપ **ખ** ની દાબી મેરે મુકી બીજું એક ચોકડું પાડવું, જેનાં નીચલા દાબા ખુણાને અડડી બોંહેનો બગલનો ભાગ **ક** થી ચીતારવો, **ગ, ઘ** લાઇનનાં ત્રણ સરખા ભાગ કરી તેમાંનો એક ભાગ **ઘ** આગલથી છોડી, તેની બરાબર ૦॥। ઇંચ ઉપર એક ટાંપ મુકી કાંદીનો ભાગ **ગ,** આગલથી ચીતારવો. **ચ** થી મોટાં ચોકડાંની લંબાઈ નીચે ઉતરી, તે ટાંપથી દાબી મેર નાનાં ચોકડાંની લંબાઈ મુકી બીજી ટાંપ કરવી અને તેને અડસટે **ચ** થી હેઠે ઉતરી કાંદી સાથે જોડી નાંખવું. આકૃતી મુજબ બોંહે દબલ કાગજ **પ**કડી કાપવી. પણુ બગલનો અંદરનો ભાગ ઉપલું એકજ કાગજ પકડી કાપવો. હવે બોંહે આખી ઉંધાડી જોશો તો બરાબર આકાર માલમ પડશે. એ બોંહે નીચેથી સાંકડી એટલે થોડી ગેધરવાલી આવશે, કે જે શર્ટના આકારનાં બ્લાઉઝમાં પેહેરવામાં આવે છે. જો વધારે ગેધરવાલી જોઇએ તો એજ બોંહેની લંબાઇનાં ચોથા ભાગ જેટલું કાગજ નીચેથી લાંબું રાખી મીંડાંવાલી લાઇન છે તે મુજબ ચીતારવું.

છેલ્લી કરતાં ઓછી અને પહેલી કરતાં વધારે ગેધરવાલી બોંહે જો જોઇએ તો —·— આવી નીશાનીવાલી લાઈન મુજબ

ચીતારવું. એ ત્રણકે બાંહેની લંબાઈ તેમજ પોહલાઈ એક સરખી રેહેશે. ફકત નીચેથી પોહલાઇના આકારમાં ફેર પડશે.

૨ જી આકૃતીમાંની બાંહે લંબાઇએ તેમજ એકવડી પોહલાઇએ બે ઇંચ વધારે છે. તેને ત્રણ ઘડીવાલી ચીતારી છે. બાંહેનાં ઉપલા તેમજ નીચલા ગલાનાં અડસટા માટે ચોંકઠાં પેહલી આકૃતી મુજબજ લીધાં છે. એપરથી જણાશે કે બાંહે પોહલાઇએ વધારે હોવાથી તેના ઉપલા ભાગની "ચ" ટાંપ નીચે ઉતારવી પડી છે. બાંહે જો આકૃતી કરતાં હજી સેહજ વધુ પોહલી લેવી હોય તો "ચ" ટાંપ વધુ નીચે લેવી નહી. બાકીના સઘલા ભાગો પેહલી આકૃતી મુજબ છે. તેમાં મીંડાંની લાઇનવાલી બીજી એક બાંહેનો આકાર ચીતારેલો છે તે ટુકી એટલે લગભગ કોણી સુધીની બાંહે બતાવે છે.

બાંહેનું કપડું જો ઝીણું હોય તો તેનો સાંધો આગલ જણાવેલી રીત મુજબ સવરી બાજુથી સીવી ઉલટાવીને પાછો સીવવો. જો કફ મુકવો હોય તો નીચે સુધી સાંધો સીવી જવો નહી. છેડેથી સુમારે બે ઇંચ જેટલો ભાગ ખુલ્લો રાખો તે બંને છેડા ઝીણી કોર વાલી છુટા સીવી લેવા. પછી હાથના ગાલાનું માપ લઈ બાંહેના ગાલાપર હાથના ઘેરાવાનાં માપ કરતાં ાા ઇંચ મોટું રાખી ગેધર કરવી. પેહેલાં કફ તૈયાર કરવો. જો ટક મારવી હોય તો જેટલો પોહોલો કફ જોઇતો હોય તેટલો ટુકડો ટક મારી તૈયાર કરવો. બેઉ કફની ટક એકજ ટુકડાપર લાંબી મારી જવી. પછી બાંહેના ગાલાનું જેટલું માપ રાખ્યું હોય તે ઉપરાંત બંને છેડાપર ૦ાાા ઇંચ વધારે રાખવું. ૦ાા ઇંચની પટી વલાશે અને ૦ા ઇંચ અંદર વાલવામાં જશે. એ માપ મુજબ બંને કફ કાપી ઉપલા ગાલા સાથે સવરી બાજુથી સીવી લેવા. પછી ઉલટાવ્યા વગર સવરી બાજુએથીજ કફનું કપડું સાંધા ઢંકાઈ જાય તેમ સફાઇથી પકડી ઉપર સંચો મારવો. એ સંચાની લાઇન ટકનાં જેવીજ દીસશે. તે માટે ટક મારયા પછી કપડું ૦ાાા થી ૧) ઇંચ સાદું રાખવું.

**બાંહે જોડવાની રીત**—બ્લાઉઝનાં પેસપર બગલના સાંધાથી ૨ાા થી ૨ાાા ઇંચ દુર બગલનાં ગાલાપર માપ લઈ ત્યાં ટાંચણી

મારવી, પછી લુઝ બાંહેનો સાંધો તે ટાંચણીની ટાંપ સાથે જોડી પકડવો. પછી જોવું કે બાંહેનો કાપેલો ગાલો પીઠપર આવે છે અને ગોલ ભાગ પેસ તરફ રહે છે કે નહી. જો તેમ નહી આવે તો બાંહે બીજા હાથની જાણવી. વલી બાંહેની સવરી બાજુ બ્લાઉઝની સવરી બાજુ સાથે બરાબર પકડાયલી છે કે નહી તે પણ જોવું. ઉપર મુજબ બરાબર ગોઠવી બાંહે ફાંકી જવી. જો બાંહેનો ગાલો મોટો હોય તો ખભાંની બંને બાજુએથી સરખી ગેધર કરી બેસાડવો. ગેધર ઘણી આવતી હોય એટલે બાંહે ઘણી મોટી હોય તો વધારે ગેધર પીઠપર જવા દેવી. આગલી બાજુએ વધારે લાવવી નહી. ફાંકયા પછી બાંહે પેહેરી જોવી. હાથ લાંબો કરી બાંહેનો સાંધો અંગોઠાની લાઇનમાં આવે છે કે નહી તે તપાસવું. જો તેમ નહી હોય તો બાંહે ખેંચાયા કરશે માટે સાંધો જોડવાની જગા જોઇએ એટલી ખીસાડી બાંહે ઉખેડી બરાબર પાછી ફાંકી જવી.

---

## બદ્દરાંઓનું બદ્દયાન.

બદ્દયાનનું માપ આગલા પ્રકરણમાં આપી ગયલા બ્લાઉઝના નમુના ઉપરથીજ નીકલશે. બ્લાઉઝના કાપમાં કમ્મર, બગલ, ગલું, પીઠની લંબાઈ, ખભું વગેરે ભાગો બધા બરાબર છે કે નહી તે તપાસી જોઈ જયાં થોડો ઘણો ઘટે તે સુધારો કરી તેપરથી એક ખામી વીનાનો બીજો કાપ કાપવો. તે કાપની પીઠ લઈ તેને બીજાં કાગજપર મુકી તેપર ગલું, ખભું તથા બગલનો કાપ ચીતારવો. બગલના ખુણામાંથી સીધી લાઈન નીચે દોરવી. તેજ મુજબ ડાબા હાથપરની લાઇનબી સીધી દોરવી. બંને લાઇનપર બ્લાઉઝની માફક વાક દોરવા નહી. ( જુઓ આકૃતી ૧ લી ). એટલું કીધા પછી બ્લાઉઝનો કાપ કહાડી લેવો, અને નીચેનું કાગજ એમનું એમ રાખી તેપર આકૃતી મુજબ કાપ કાહડવા. પહેલાં પીઠ લઇએ. **ખ,** આગલથી ાા ઈંચ છોડી જમણાં હાથપર એક ટાંપ જ મુકો. **ક,** જ જોડી નાંખો. હવે કમ્મરના કેવી રીતે ભાગ કરવા તે જુઓ. કમ્મરનો ઘેરાવો જો ૨૨) ઈંચ સુધી હોય તો પીઠના વચલા ભાગના કાપપર કમ્મર ૧) ઈંચ પોહલી રાખવી. ૨૩) થી ૨૬) ઈંચ સુધીની

કમ્મર હોય તો પીઠપર ૧। ઈંચ, ૨૬) થી વધુ હોય તો ૧॥. આપણા કાપમાં કમ્મરનું માપ ૨૪) ઈંચ છે માટે "જ" આગલથી જમણી તરફ ૧। ઈંચ ઝ રાખીશું. બગલના ગાલાપર ઘ થી ૨॥ ઈંચ હેઠે ઉતરી ટ ટાંપ મુકી તેને ઝ સાથે જોડી નાંખવી. ઝ, ટ નો અરધો ભાગ કરી તેની દાબી મેરે ૦॥। ઈંચપર એક ટાંપ મુકવી. પાછો તે લાઇનનો અરધો ભાગ કરી ૦॥। ઈંચ દાબી મેરે બીજી ટાંપ મુકવી. હવે એ બંને ટાંપને અડસટે ટ, ઝ વાંક દોરવો. એટલે કમ્મર સુધીનો પીઠનો કાપ આવશે. એ ત્રણે કાપ મલી આપણી બોડીસનો ચોથો ભાગ થવો જોઇએ માટે કમ્મરનો ચોથો ભાગ એ ત્રણે કાપમાં આવવો જોઇએ. કમ્મર જો ૨૪) ઈંચ હોય તો ૬) ઈંચ પીઠના કાપના ત્રણે ટુકડા મલી થવા જોઇએ. હવે આપણે પીઠનો કાપ પુરો કીધો છે, જેમાં કમ્મરનું માંપ ૧।) ઇંચ લીધું છે. ૬–૧।=૪॥। ઈંચ. હવે બાકી રહેલા બે કાપમાં ૪॥।) ઈંચ વેંહચી નાંખવા છે તે એવી રીતે વહેં-ચવા કે બગલ હેઠેના નાના કાપમાં ૦ થી ૦॥ ઈંચ વધારે આવે એટલે કે પીઠની પાસેના કાપમાં ૨। ઈંચ લેવા અને બગલ હેઠેના કાપમાં ૨॥ ઈંચ લેવા.

ઝ થી ૨।) ઈંચ માપી ૦।) ઈંચ ઉપર હડી છ તાંપ મુકવી. ઝ, છ જોડી નાંખો. ટ, ચ ને અરધે ભાગે ઠ મુકી, છ, ઠ લાઇન દોરી જરા વાંક લઈ કાપ દોરો. પીઠની પાસેનો કાપ આખો પુરો થશે.

ગ થી ૨॥) ઈંચ માંપી ડ ટાંપ મુકો. ડ, ઠ જોડી નાંખો એટલે બગલનો હેઠેનો કાપ નીકલશે.

વચ્ચેનો ખાલી ખાંચો છ, ઠ, ડ કાપતી વેલાએ કાહડી નાંખવો. એ કાપો છુટા પાડશો તો કમ્મર સુધીનાં બદયાનની પીઠના ૩) કાપો નીકલશે.

જો બદયાન કમ્મરની હેઠે લાંબું કરવું હોય તો નીચે મુજબ કરવું.

ફ અને જ બંને ટાંપોપર પટી મુકી જ થી ૨॥) અથવા ૩) યા જેટલી જોઇએ એટલી લાંબી લાઇન મારવી. ક, ફ ની બરાબર વચ્ચે એક ટાંપ મુકી. તે ટાંપ અને ઝ પર પટી મુકી ઝ ની હેઠે ઉપલાંજ માપની એટલે ૩) ઇંચ લાંબી લાઇન દોરવી. હવે પહેલી

અને આ બીજી લાઇનને સહેજ ગોલાસ લઈ જોડી નાંખવી. એ જોડેલી લાઇન જો પોહલાઇમાં નાની હોય તો ક, ઝ પર પટી મુકી લાઇન લંબાવવી, તેમ કરવાથી નીચલો ભાગ પોહલો આવશે. પીઠ ખલાસ થઇ.

ટ, ઝ લાઇનિ ઉપલાંજ માંપે લંબાવી એટલે ૩) ઇચ કમ્મરની હેઠે જવા દેવી. ટ, ઝ નાં અધવચના ભાગથી છ સુધી પટી મુકી કમ્મર હેઠે ૩) ઈંચિ લાઇનિ લંબાવવી, પછી બંને લાઇનો જોડી નાંખવી. બીજો કાપ ખલાસ થશે.

ચ, ડ પર પટી મુકી ૩) ઈંચ લાઇન લંબાવવી. ઠ, ચની વચ્ચે ટાંપ મુકી, ગ ટાંપ પકડી ૩) ઈંચ લાઇન લંબાવવી. નીચલો ભાગ જોડી નાંખવો.

હવે બધા કાપો છુટા કરવા, પીઠ અને તેની પાસેનો કાપ એકકપર આવી જશે, માટે પીઠ છુટી કરી બાજુનાં કાપપર કાગજની પટી વલગાવી નમુના મુજબ કરી દેવું.

એ કાપો કાપવા પહેલાં બદયાનનો જેટલો ભાગ કમ્મરની હેઠે લેવો હોય (આપણા કાપમાં ૩) ઈંચિ લીધો છે) ત્યાંથી ગોલ ફરતું ટેપ ઢીલું માપ લેવું. તેના ૪) સરખા ભાગ કરવા, તેના ચોથા ભાગ જેટલો ઉપલા ત્રણેડે કાપનો નીચલો સામટો ઘેરાવો થવો જોઇએ, જો તે માપ કરતાં વધારે હોય તો જે ભાગ મોટો લાગે તે ખુણા આગલથી જરા જરા તાછી નાંખવા. કમ્મર હેઠેની લાઇન લંબાવતાં જે ખુણાં થયા હોય તે કાપવા આગમજ બરાબર ગોલાસપર કરી નાંખવા.

**પેસ**—તે માટે બીજાં બે વધારે માપની જરૂર છે, ૧ લું આગલા ભાગની કમ્મરની લંબાઇનું (એટલે કમ્મર કેટલી નીચી લેવી જોઇએ), અને ૨ જું ચમટાનું.

આગલી કમ્મરનું માપ લેતી વેલાએ ટાઇટ સાદું બંધણેરનું બદયાન પહેરવું. કમ્મરપર પટી બાંધવી અને ઉપર લખવા મુજબ બોચીનાં હાડકાંપરથી ટેપ પકડી તેને ફેરવી ગરદનપર લાવી ગલાં

આગલથી થઈ છાતીની વચ્ચેથી (જ્યાં બદયાનની બટનની પટી હોયછે) કમ્મરપર બાંધેલી ટેપની હેઠે સુધી માપ લેવું અને તે નોંધી રાખવું.

ચમટા માટે પણ ઉપર મુજબ ઓચીનાં હાડકાંપર ટેપ પકડી આગલી બાજુએ લાવી છાતીપરથી છોડી દેવી. છાતીનાં ભાગને અડકી ટેપ જ્યાંથી અલગી થઈ જાય ત્યાં ચમટાનું માપ આવશે. હવે બંને માપો નોંધ્યા પછી બ્લાઉઝનો આગલો કાપ લઇ તેને પીઠની માફકજ બીજાં કાગજપર તાંચણી મારો. ગલું, ખભું અને બગલનો કાપ ચીતારયા પછી બગલ હેઠેની લાઇન સીધી નીચે ઉતારવી તેમજ ગલાં આગલની લાઇન પણ સીધી હેઠે લાવવી. ( જુઓ આકૃતી ૨ જી. )

હવે આગલી કમ્મરનું જે માપ લીધું હોય તેમાંથી પીઠના ગલાંનો ભાગ બાદ કરો. જે આવે તે ખભાં આગલથી ક થા માપી **ખ, ગ** લાઇનપર નીચે મુકો. એ માપ પીઠની કમ્મર કરતાં જરા હેઠે આવશે. વાંકા બરડાવાલા માણસોનું એ માપ **ગ** સુધીજ રહેશે એટલે પીઠ અને પેસની કમ્મર એકજ લાઇનમાં આવશે પણ સીધી ટટાર પીઠવાલા માણસ માટે ૦॥ ઈંચ થી ૨॥ ઈંચ સુધી નીચે જશે. હવે જેબ્બા માપ હોય તે **ગ** ની હેઠે **ઘ** મુકો. ત્યાંથી સીધા ૩) ઈંચ લાઇન દોરો.

ચમટાનું જે માપ લીધું હોય તેમાંથી પીઠનાં ગલાનું માપ બાદ કરી ક થી નીચે માપીને **જ** સુધા મુકો. **જ** ટાંપ **ખ** લાઇનથી ૨॥) ઈંચ દુર આવવી જોઇએ. **ઘ** થી ૧।) ઈંચપર **છ** ટાંપ મુકી **ઘ છ** જોડો. **હવે** ચમટામાં કેટલું કપડું દબાવવું જોઇએ તેની ગણત્રી ગણીએ. ઉપલી ગણત્રી મુજબ કમ્મરનાં ચોથા ભાગનું માપ ૬) ઈંચ છે. **ઘ, ચ** નું માપ લઈ તેમાંથી ૬) ઈંચ બાદ કરો. **ઘ, ચ** ૮॥) ઈંચ છે ૮॥ – ૬ = ૨॥) ઈંચ રહેશે. જો કમ્મર ૨૫) ઈંચથી વધારે હોય તો **ચ** આગલથી કમ્મરની લાઇન ૦॥ યા ૧) ઈંચ લંબાવવી અને તેમાંથી કમ્મરનો ચોથો ભાગ બાદ કરવો. ઉપલાં માપમાંથી બાદ કરતાં ૨॥ ઈંચ બાકી રહયા તે બે ચમટામાં દાબી લેવા. પહેલા ચમટા કરતાં બીજો ૦॥ થી ૧) ઈંચ મોટો રાખવો માટે પહેલો

ચમટો ૧) ઈંચ અને બીજો ૧॥ ઈંચ રહેશે. છ થી ૧) ઈંચ ટ માપો. જ, છ, જ, ટ જોડી નાંખો એટલે પહેલો ચમટો પુરો થશે. બીજો ચમટો પહેલા ચમટાથી કમ્મરપર ૧) ઈંચ દુર ઠ, મુકો. પહેલા ચમટાની જેટલી પોહલાઇ હોય તેટલો તફાવત બને ચમટાની ઉપલી અણી વચ્ચે રાખવો. એટલે જ ઝ વચ્ચે ૧) ઈંચનું છેટું રહેશે. ઝ ટાંપ પહેલા ચમટા કરતા ૦॥ ઈંચિ ઉંચે મુકવી. ઝ, ઠ જોડી નાંખો. જ, ઠ જોડી નાખો. જ, છ ની જેટલી લંબાઇ હોય તેટલી ઝ, ઠ ની રાખવી. બીજા ચમટાનું માંપ ૧॥) ઈંચિ છે માટે ઠ થી ડ ૧॥) ઈંચ માંપો. ઝ, ડ લાઈન જ, છ લાઇનની લંબાઈ પ્રમાણે રાખો. ડ, ચ જોડી નાંખો. એ પેસ કમ્મર સુધીનો બનશે. જો લાંબો કરવો હોય તો પીઠની માફક લંબાઇએ બધી ગમથી ૩) ઈંચ વધારવો. ઘ થી ૩) ઈંચિ નીચે લાઈન લંબાવો. તેજ મુજબ છ થી લંબાવી બેઉ ટાંપ જોડી નાંખવી. ટ, ઠ થી પણ તેમજ લંબાવી નીચેથી જોડી નાંખવી. ડ થી ૩) ઈંચિ હેઠે માંપી ૦।) ઈંચિ જમણી મેર હડી ટાંપ મુકવી. ક, ખ ની વચ્ચેથી ચ ખુણાં સુધી પટી મુકી ૩) ઈંચિ લાઇન લંબાવો. પછી નીચલા બે છેડા જોડી નાંખો. જો નીચલો આખો ઘેરાવો પુરતો પોહલો ન હોય તો ખ, ચ ટાંપોપર પટી ગોઠવી ચ ખુણાંથી લાઈન લંબાવવી. એટલે નીચેનો ભાગ પોહલો થશે. હવે એ કાપ પુરો થશે. પછી ચમટાનો ભાગ બાદ કરી આખા કાપના નીચલા ઘેરાવાનું માંપ લઇ ઉપર લખવા મુજબ કમ્મર હેઠેનાં ઘેરાવાનું જે માંપ લીધું હોય તેના ૪) થા ભાગ સાથે સરખાવવું. જો ઘેરાવો મોટો હોય તો ચ આગલના ખુણાપરનો ભાગ નીચેથી ઓછો કરવો યા ઘટે તો વધારવો.

---

## કેમીસોલ અથવા બોડીસ.

ઢીલી બ્લાઉઝનાં આકારની બોડીસને કેમીસોલ કહેછે. તે વેતરવા માટે આપણાં બ્લાઉઝનાં જે કાપ હોય તેજ કાપ કામમાં આવશે. પીઠનો કાપ લઇ તેની નીચે બીજું જરા મોટું કાગજ મુકી ટાંચણી મારવી પછી ગલું જેટલું જોઇએ એટલું નીચે ઉતરી ત્યાં પેનસીલની નીશાની મુકવી. ખભાંપરથી અરધો ઇંચ ઉપર જઇ ત્યાં નીશાની

મુકી ગલાંનો ગોલ આકાર દોરવો. બગલ તથા તેની નીચેનો કાપ પણ ০॥) ઈંચ છોડી દોરવા. નાકેથી એટલે પીઠની બરાબર અધવચે સીધી લાઈનપર એથી ત્રણ ઈંચ છોડવા. એ ભાગપર ટક આવશે. પીઠને એ બાજુથી કાપવી નહી કેમજે કેમીસોલ આગલી બાજુથી ઉઘાડી આવશે. બ્લાઉઝના કાપમાં એ નાકેની લાઈન આડકત્રી લેવામાં આવી છે તેમ દોરવી નહી પણ સીધીજ રહેવા દેવી. જો ગલાંનો ભાગ ચોખંડો જોઇતો હોય તો તે મુજબ લાઈન દોરવી અને ઉપલો કાપ છોડી નીચલું કાગજ લાઇન પ્રમાણે કાપી નાંખવું.

એજ મુજબ પેસ પણ કાપવો પણ તેનું ગલું આગલથી વધારે નીચું આવશે. વલી તેનો નીચલો ભાગ પણ "પાઉચ" માટે મોટો રાખવો તેમજ બટનની પટી તથા ટક યા ગેધર માટે આગલા ભાગપર પીઠ કરતાં સુમારે એક યા દોહડ ઈંચ વધારે રાખવું. (જુઓ આકૃતી). કપડું કાપતી વેલા ફરતી સીલાઇ રાખવી, કમ્મરની પટી માંપની કાપી, જોઇએ તો સાદી સીધી મુકવી યા તો આગલા પ્રકરણમાં પેટીકોટનો ગોલ લેફો આપ્યો છે તે રીતે પણ તેના કરતાં પોહલાઇએ સાંકડી કાપીને લેવી, ૨) થી ૨॥) ઈંચ પુરતી થશે.

એવીજ રીતે બોડીસનો આકાર પણ કહાડવો, પણ તે માટે બ્લાઉઝના કાપ લેવા નહી પણ બદયાનના કાપ વાપરવા. કેમજે બોડીસ ઢીલી પહેરાતી નથી, તે આંગને બંધએસ્તી આવવી જોઇએ. ઉપરનો આકાર કેમીસોલની માફકજ જેટલો જોઇએ એટલો નીચે ઉતારવો.

**કેમીસોલની અથવા બોડીસની બાંહે**—કેમીસોલ ઘણું કરીને બાંહે વગરની કરવામાં આવેછે, અને બગલનાં ગાલાપર ઝીણી લેસ મુકે છે, કેટલીક વેલા તેને નાની ઢીલી (લુઝ) બાંહે નીચેથી ગેધર કરી મુકેછે. એ બાંહે પાસેની આકૃતીપરથી સહેલાઇથી ચીતારી શકાશે.

બાંહેનાં માપ માટે પહેલાં કેમીસોલ આખી સીવ્યા પછી તેના ગાલાનું માપ લેવું અને તે કરતાં ૧॥) યા ૨॥) ઈંચ ગેધર લેવા માટે મોટું કપડું રાખવું તે ઉપરાંત સીલાઈ માટે ০॥) ઈંચ વધારે રાખવું. બાંહેની લંબાઇ ૬) યા ૬॥) ઈંચ સીલાઈ સાથે રાખવી,

નીચેનો ભાગ જોઇએ તો સીધો રાખવો નહી તો મીંડાંની લાઈને આકૃતીમાં બતાવી છે તેમ વાંક લઇને કાપવી. નીચેનાં ભાગને હાથના માપ પ્રમાણે ગેધર કરી ગાલો રાખવો અને હાથના માપની લંબાઈની એક પટી માપી તેને ૧ાા) ઈંચ પોહલી રાખવી. પછી તે પટીને ઉપલા ગાલા સાથે જોડી પછવાડેથી વાલીને સીવી લેવી. પટી તૈયાર થયા પછી ૦ાા) ઈંચ પોહલાઇની રહેશે, ગમે તો એ સાદી પટીને બદલે ઝીણી ઇનસરશન મુકી તેપર ઝીણી લેસ મુકવી. એ બાંહે કેમીસોલ માટે શોભાઈતી લાગશે. જો બોડીસ માટે જોઇતી હોય તો ગેધર લેવી નહી. માટે બાંહેનાં ગાલાને માપનુંજ કપડું કાપવું, વધારે રાખવું નહી એટલે સાંકડી થઇ ગેધર આવશે નહી. નીચેનો ભાગ પણ જો વધારે સાંકડો જોઇતો હોય તો બાજુનો કાપ વધારે ખીસાડી દોરવો, એટલે ચોકઠાંના અરધા ભાગપર છે તેને બદલે આખો ભાગ લેવો. જોડતી વેલા બદયાનની બાંહે માફક જોડવી.

**કેમીસોલની બાંહે બીજી**—આ બાંહે જોડતી વેલા તેનો સાંધો બગલના સાંધા સાથે બરાબર જોડીને લેવો. ઘડીવાલો ભાગ ખભાંપર આવશે. બાંહેના ગાલાનું ઢીલું માપ લેવું, સાધારણ માપ ૧૬×૪ થશે, સીલાઈ સાથે લેતાં ૧૭×૪ાા રાખો, નાની મોટી જેમ જોઇએ તેમ રાખી કાગજની ઘડી વાલી (જુઓ આકૃતી) ચીતારવી. જોડતી વેલા ઘડીવાલો ભાગ ખભાંપર આવે તેમ રાખવું નહી તો બાંહે મરડાઈ જશે. બાંહેનો સાંધો કેમીસોલના સાંધા સાથે લગાડવો જોઇએ.

---

## સાંધા વગરની બોડીસ.

આ બોડીસ એકજ ટુકડાની બનાવવામાં આવે છે. તેપર ખભાં સીવાય બીજે કેથે સાંધો આવશે નહી. જો બની શકે તો બોડીસ વેતરી ખભાંનો સાંધો ફાંકી પહેરનારનાં શરીરપર મુકી તપાસી જોવી. તેમાં જો કાંઈ ફેરફાર કરવા જેવું હોય તો એજ કાપપરથી કરવું પણ પહેરાવતી વેલા ઘણી સંભાલ રાખવી, નહી તો તેનો દરેક ભાગ ખેંચાઇ જશે. એ જાતની બોડીસ મધ્યમ અથવા ઘણાંજ પટલાં

કદનાં માણસને લાયકની છે. મોટા પનેહનું કપડું લેવું. આ નમુનામાં કમ્મર ૨૪) ઈંચ; છાતીનો ઘેરાવો ૩૪) ઇંચ: પીઠની લંબાઈ ૧૬) ઈંચ; બગલનાં કાપની લંબાઈ ૮ાા ઈંચ; ગલાપરથી પેસની લંબાઈ ૧૫) ઇંચ; બગલનો ગાલો ૧૬ાા ઇંચ;

આ આકૃતી માટે ૨૧×૩૬ ઈંચનું કાગજ લઈ તેને પોહલાઇએથી દબલ કરી ચાર સરખા ભાગે ઘડી કરવી. લંબાઇએ આઠ સરખા ભાગ કરવા, પછી આકૃતી મુજબ કાપ દોરી જવો. જો તેમાં કાંઈ મોટું નાનું જોઇએ તો વધઘટ કરવું. ફરતી સીલાઈ કપડાંપર રાખવી. ખભાંના સાંધા જોડી જવા. નીચે કમ્મરપર સાદી પટી મુકવી. પેસપર બતનની પટી માટે બંને બાજુ વધારે કપડું રાખવું, સીવતી વેલા કાપ ખેંચાઈ નહી જાય તેની ઘણી સંભાલ રાખવી. કાપ વાંકા કપડાંપર દોરેલો હોવાથી જલદીથી ખેંચાઈ જશે. આ બોડીસનું ગલું ઉંચે સુધી ચીતારયું છે. મીંડાવાલી લાઇન નીચું ગલું બતાવે છે. તે જેટલું ગમે એટલું નીચે ઉતારવું.

---

## બઇરાંનો સાંજે પહેરવાનો કોટ યા ઝભ્ભો.
## ( evening wrap. )

આ ઝભ્ભા માટે ૨૭) ઇંચ પનેહનું કપડું ૬ાાા) વાર, અને દબલ પનેહનું ૩ાા) વાર જોઇશે. જો અસ્તર મુકવું હશે તો તેનું કપડું પણ તેટલુંજ જોઇશે. કોલર માટે મખમલ વાર ૦ાા) જોઇશે. જો કપડું નાના પનેહનું હશે તો પીઠપર સાંધો આવશે. દબલ પનેહમાં પીઠ એકજ ટુકડાની બનશે.

**માંપ**—મુખ્ય બે માંપની જરૂર છે. લંબાઇ અને કમ્મરની હેઠેનાં ભાગનું માંપ. છેલ્લું કમ્મરથી સાત ઇંચ હેઠે ઉતરી ઘીલું લેવું. લંબાઈ ખભાંનાં ગલાં તરફનાં ભાગથી હેઠે સુધી માંપવી. આપણી આકૃતીમાં એ માંપ ૧ાા) વાર છે.

કપડાંને પનેહમાંથી ( દબલ પનેહ હોય તો ) ઘડી કરી બેવડું કરવું. અવરી બાજુ બાહેર રાખવી. કપડાંને જરાબી ખોલ વગર તેબલપર સપાટ પાંથરી તેનાં બંને પડ છુટી ન જાય માટે ટાંચણી લગાડવી.

પહેરનારી લંબાઇનું માંપ લઈ તેમાં ૨) ઇંચ ઉમેરવા (સીવામણુ માટે).

આ માંપ કપડાંનાં નીચલાં ભાગપરથી કોરેકોરની કીનારીપર થઈ મુકવું. ત્યાંથી પોહલાઇએ બીજી કીનારી સુધી લીટી મારવી. એ લીટી ખભાંની લાઇન બતાવશે. પેનસીલ યા ચાકની લીટી અલગ મારવી નહી તો કપડાંપર દાઘ પડશે. ધ્યાન રાખવું કે કપડાંની ઘડી દાબા હાથપર રાખી છે. તમારાં બદયાનનો પેસનો કાપ હોય તે લઈ ઘડી વાલી કીનારીથી ૧) ઇંચ દુર બરાબર ગોઠવીને મુકો. એવી રીતે કે કાપનું ગલું જ્યાંથી ખભું શરૂ થાય છે તે પોઇંટ કપડાંપર મારેલી ખભાંની લાઇનને અડકે. કાપનાં બગલનાં સાંધાપર ૩) ઇંચ હેઠ ઉતરી કપડાંપર નીશાની કરવી. તમારી બાંહેનો કાપ હોય તે લઈ ઉપલી નીશાનીપર એવી રીતે ગોઠવવો કે બાંહેનાં સાંધાનું બગલ તરફનું ખુણું તેને અડકે. (જુઓ આકૃતી.)

તમારો પીઠનો કાપ લઈ તેને ઘડી વાલી કીનારીની લગોલગ અડકાવીને અને કપડાંપર મારેલી ખભાંની લાઇનથી ૨) ઇંચ નીચે ગોઠવીને મુકો અને ટાંચણી મારો જે હલી ન જાય.

પેસની કમ્મરથી ૭) ઇંચ હેઠે બીજી લાઇન મારો. પહેરનારની કમ્મરથી ૭) ઇંચ હેઠે ઉતરી આખા ઘેરાવાનું માપ લેવો અને તેમાં ૩) ઇંચ ઉમેરો. અત્રે આ માંપ ૪૧ ઇંચ છે. એટલે બધું મળી ૪૪) ઇંચ થશે. તેનો ચોથો ભાગ લઈ (૧૧ ઇંચ) કમ્મરની હેઠેની લીટીપર ઘડીવાલી બાજુથી માંપીને મુકો. આ નીશાની કોટનાં બાંજુનાં કાપ માટે છે.

નીચેનાં ઘેરાવા માટે ઘડીવાલા ભાગથી પોહલાઇએ મારેલી સીધી લાઇનપર ૨૩॥) ઇંચ માંપીને ટાંપ મુકો. (જો ઘેરાવો વધુ પોહલો જોઇએ તો એક બે ઇંચ વધારે મુકવા.) કમ્મરની લીટીપર મુકેલી ટાંપ અને આ ટાંપને જોડી નાખો એટલે બાજુનો કાપ દોરાશે. એ કાપને ઉપર લઇ જઈ બાંહેનાં કાપ સાથે જોડી દેવો. બગલનું ખુણું પેસનાં કાપથી ૪) ઇંચ દુર રાખવું.

કમ્મર હેઠે મારેલી મીડાંવાલી લાઇનથી કપડાંની ઘડી લંબાઇએ નીચે સુધી માંપી તેજ માંપ બાજુનાં કાપની આડકત્રી લીટીપર ઉપલીજ લાઇનથી માંપી હેઠે મુકો. પછી નીચેનો ઘેરાવો દોરો.

ખભાંની લાઇનથી હેઠે દાબી (ઘડી વાલી) કીનારી પર ૧૦) ઇંચ માંપીને ટાંપ મુકો. ત્યાંથી સીધી લાઇન મારી આગલાં ગલાનાં કાપ સાથે મેલવી લેવો, અને પછ્વાડેનું ગલું પીઠનાં ગલાં સાથે મેલવી દેવો.

હવે ઝભ્ભાનો આગલો ભાગ (front) નીચે મુજબ સીલાઈ રાખી કાપવો. હેઠલા ભાગપર સીલાઈ રાખવી નહી કેમજે માંપ લેતી વેલા તેમાં ૨) ઇંચ વધુ ઉમેરયા છે. બાજુનાં તેમજ ઓંહેનાં કાપપર ૧) ઇંચ, કપડું જો એકવડા પનેહનું હોય તો પીઠનાં કાપપર પણ ૧) ઇંચ રાખવી. ગલાંપર ૦ા) ઇંચ.

આકૃતીમાં જોશો તો માલમ પડશે કે ઓંહેની કાંદી તરફનો ભાગ પનેહમાં કપડું ટુકું પડવાથી બરાબર કપાઈ શકશે નહી માટે જ્યાં ક નીશાની કીધી છે ત્યાંથી ખભાંની લીટી સુધીની બેવડી લંબાઇનો અને ૭ ઇંચ પોહલો કપડાંનો એક ટુકડો જોડવો અને પછી આકૃતી મુજબનો આકાર દોરવો. એ આકાર નીચેની આકૃતી મુજબ સંધાશે.

આગલું તેમજ પીઠનું ગલું આકૃતી મુજબ સીલાઇ રાખી કાપવું. કાપતી વેલાએ ખભાંની લાઇન ગલાંનાં કયા ભાગપર આવે છે તેની નીશાની બરાબર રાખવી. પછી કપડાંને ઘડીમાંથી ખુલ્લું કરી ઉપલી ખભાંની લાઇન પરથી બેવડું વાલવું. ફરતી ટાંચણી મારી બરાબર ગોઠવવું. પછી આગલા (front નાં) કાપપરથી પીઠની બાજુ, બગલ, ઓંહે, કાંદી અને નીચેનો કાપ કાપવો. કાપ્યા પછીની આકૃતી જુઓ.

---

## બચ્ચાંનાં ઝભ્ભાની અરધી બાજુ.

કપડું એકવડા પનેહનું હશે તો આગલી બાજુ ખુલ્લી રહેશે, અને પીઠનો વચલો સાંધો સીવવો પડશે. દબલ પનેહનું હોય તો

આગલી બાજુ ઘડીપરથી કાપવી વળી એકવડાં પનેહનું કપડું વેતરતી વેલાએ તેનાં બંને પડ સાથે કાપવાં નહી. ઉપલાં પડનો આગલો ભાગ તેમજ પીઠ કાપ્યા પછી કપડાંનો બાકીનો ભાગ નીચે મુકી ટાંચણીથી તેને ઉપલાં પડ સાથે પકડી નીચલું કપડું જુદું કાપવું.

ગલાંનો ભાગ ખેંચાય નહી તે માટે કાપવા પહેલાં પેનસીલની લાઇનપરથી ઝીણી દોરાતણુ બે હાર કરવી અને પછી ૦ાા) ઇંચ સીલાઈ રાખી કાપવું. બાકી વધેલાં કપડાંમાંથી બોંહેનો જે ટુકડો ઘટે છે તે તેમજ કફ કાપવા.

કફ માટે ૨૩) ઇંચ લાંબું અને ૯ાા) ઇંચ પોહલું કાગજ કાપી લંબાઇએ બેવડું કરવું. ઘડી દાબા હાથપર રાખી, જમણી ખુલ્લી બાજુનાં ઉપલાં ખુણાપરથી ૨) ઇંચ હેઠે ઉતરી ઉપલો વાંક દોરવો. નીચલા કાંદીનાં ભાગ માટે ઘડી તરફથી ૨) ઇંચ ઉપર ચહડી છેડે સુધી વાંક દોરવો. એ વાંકપર ઘડીવાલા ભાગથી ૧૦ાા) ઇંચ માંપીને મુકવા, અને ઉપલા વાંક સાથે લાઇન મારી જોડવું. કફની અરધી આકૃતી પુરી થઈ. પેનસીલની લાઇન મુજબ કાપી કાગજ ખુલ્લું કરશો તો આકૃતી મુજબનો આકાર થશે. કપડું કાપતી વેલા સીવામણ રાખવી નહી, કેમજે તે કાપમાં આપવામાં આવી છે.

કપડાંપર કાપ એવી રીતે ગોઠવવો કે તેનાં નીચલા ( કાંદીનાં ) ભાગની બંને અણી કપડાંની કોરે કોરની લાઇનને અડકે. અસ્તર મુકવું હોય તો તેનું કપડું પણ એજ મુજબ કાપવું. આખા ઝભ્ભાપર અસ્તર મુકવું હોય તો નરમ કપડાનું મુકવું.

**સીવવાની રીત**—પીઠનો સાંધો હોય તો તેને સંચાનાં બખ્યાથી જોડી તેબલપર સપાટ મુકી ખુલ્લો કરી દાબવો. થોડે થોડે કટકે કાતર વટી આડા કાપ મુકવા. કેમજે કોરેકોરની કીનારી હોવાથી સાંધો ખેંચાઇ જશે. તે કાપ મુકવાથી સપાટ બેસશે. અસ્તરી મારવાથી સેહલાઇથી દબાઈ જશે. અસ્તરનો સાંધો છુટો સીવી એજ મુજબ બેસાડવો.

પછી ઝભ્ભા તેમજ અસ્તર બંનેની બોંહેનાં ટુકડા છુટા જોડવા. તે સાંધાઓ પણ આડા કાપ મુકી કાપવા અને ખુલ્લા કરી અસ્તરીથી સપાટ બેસાડવા.

હવે ઝભ્ભાને અલગ પકડી તેને ટેબલપર સરખો પાંથરવો. અવરી બાજુ ઉપર રાખવી. અને અસ્તર તેપર બરાબર સપાટ ગોઠવી બંને કપડાંને ફરતી ટાંચણી મારવી કે સરી ન જાય. પછી કીનારી પરથી ફાંકી જવું. ખોલ ન આવે તેની સંભાલ રાખવી. બાજુનાં કાપ, બગલ અને બોંહેનાં સાંધા ફાંકતી વેલા કીનારીપરથી ૩) ઇંચ અંદર હડી ફરતી ફાંક મારવી. જે પુરી થયા પછી કીનારીપરનું અસ્તરનું કપડું બાજુ કરી તેને ટાંચણીથી પકડી રાખવું કે સીવતી વેલા વચ્ચે નડે નહી.

પછી ઝભ્ભાની બાજુ તેમજ બોંહેનાં સાંધાઓને સાથે પકડી ફાંકી જવા અને તેપર સંચો મારવો. બગલનાં વાંકપર થોડે થોડે છેટે કાતર વડે કાપ મુકવા કે ખોલ ન આવે. ફાંક છોડી ઉપર મુજબ સાંધાઓને ખુલ્લા કરી દાબવા. હવે અસ્તરનું કપડું જે ટાંચણીઓ વડે પકડી રાખ્યું હતું તે છોડી દેવું. આ સાંધાઓને સાધારણ રીતે સીવવા નહી. પણ ઝભ્ભાનાં સીવેલા સાંધાપર અસ્તરનો એક બાજુનો ભાગ ફાંકી તેપર બીજો ભાગ મુકી કીનારીથી થોડેક દુર ફાંક મારવી પછી કીનારી અંદર વાલી હાથે બારીક સીવી જવી. તાંકા સવરી બાજુએ દીસવા ન જોઇએ. આમ સીવવાથી બંને સાંધા બરાબર ચપટા બેસશે અને સફાઇદાર લાગશે.

કફનો સાંધો સીવી તેને ગોલ કરવો તેનું અસ્તર પણ તેમજ છુટું સીવવું. બંનેનાં સાંધા ખુલ્લા કરી એકમેકપર ગોઠવી દાબવા. કફનાં ઉપલા ભાગની કીનારી અવરીમેર વાલી ફાકવી. અસ્તરને બી તેમજ વાલી તેની કીનારી ઉપલાં કપડાંની કીનારીથી ૦ાા) ઇંચ હેઠે રાખી બંનેને સાથે પકડી ફાંકવા અને પછી ઝીણાં તાંકાએ હાથે સીવવું. ઉપલાં કપડાં કરતાં અસ્તર સેહજ ઓછું રાખવું.

બોંહેનાં ભાગપરનું કાંદી તરફનું અસ્તર છુટું કરી તેને ટાંચણી મારી અલગ પકડવું કફની સવરી બાજુ બાહર રહે તેમ પકડી કફને બોંહેપર સેરવીને ગોઠવવા. પછી બંનેને સાથે પકડી (બોંહે અને કફ) કીનારીથી ૦ાા) ઇંચ ઉપર ફાંક મારી સંચો મારવો. ફાંક કાઢી એ સીવેલો ભાગ એમનોએમ બોંહેની અંદર અવરી મેર ૧) ઇંચ સુધી વાળવો. એટલે બખ્યાની લાઇન વાળેલા ભાગથી ૦ાા) ઇંચ

અંદર જશે. પછી કીનારીને અવરી બાજુથી અસ્તર સાથે ટીચ મારવી યા "હેરીંગ બોન" તાંકાથી સીવવી. બોંહેતું અસ્તર જે ટાંચણીથી અલગ પકડવામાં આવ્યું છે તે છોડી તેને ફાંકેલા ભાગપર વાલી ફાંકી જવું. એવી રીતે કે "હેરીંગ બોન" યા ટીચ મારેલા તાંકા ઢંકાઈ જાય. ઝીણી સીવણથી ફરતો ગાલો સીવી જવો. હવે બધી ફાંક કાહડી નાંખવી. ગલાં સીવાય ઝભ્ભાનો સઘલો ભાગ પુરો થશે.

**કોલર**—પહેલાં કાગજનો કાપ કાહડો. કાગજનો એક ટુકડો લઈ તેપર ૧૨) ઇંચ ઉભી લીટી દોરો. તેને લગાડી ઉપલા ભાગપરથી સીધી ૨) ઇંચ નાની લીટી દોરો. તેનાં છેડાને ઉભી લીટીનાં નીચલા છેડા સાથે જોડી નાંખો. એટલે આડકત્રી એક લીટી આવશે. એ લીટીનાં નીચલાં ખુણાંથી ૭) ઇંચ ઉપર માંપીને તેને કાટખુણે (right.angle) ૩) ઇંચ સીધી એક લીટી દોરો. ત્યાંથી એક લાઇન ૨) ઇંચની સીધી લીટીનાં ખુણાં સાથે જોડો. અને બીજી લાઇન આડકત્રી લીટીનાં નીચલાં ખુણાં સાથે જોડો. (જુઓ આકૃતી) આ બંને આડી લાઇનિ પર આકૃતીમાં બતાવ્યા મુજબ ગોલ વાંક દોરો. ક, ખ, ગ, ક, આકાર કાપો. ક ખ અને ખ ગ લાઇનપર બતાવેલી વાંકવાલી લીટીઓ કાપવી.

આ કોલરને સખત રાખવા માટે અંદર કેનવાસનું પડ મુકવું. કેનવાસના ટુકડાને પેહલાં તેબલપર સીધો મુકી, તેની કોરેકોરવાલી કીનારી નીચે રાખી તેપર ઉપલો કાગજનો કાપ એવી રીતે ગોઠવવો કે કાપનું ગ ખુણું કોરેકોરથી ૦॥) ઇંચ ઉપર દાબીમેર રહે અને ક ખુણું ૨, ઇંચ ઉપર રહે. એટલે ગ ક લીટી આડકત્રી ગોઠવાશે. અને ખ ખુણું ઉપર આવશે. પછી ૦॥) ઇંચ ફરતી સીલાઇ રાખી કેનવાસ કાપવું. બંને બાજુ માટે કેનવાસનાં એવા બે ટુકડા કાપવા પડશે. જો કપડું દબલ રાખી સાથે કાપવાથી સેહલ પડશે.

આ કેનવાસનાં કાપને મખમલપર ઉપલીજ રીતે ગોઠવી સીલાઈ રાખી કાપવો. મખમલ કાપતી વેળા ધ્યાન રાખવું કે તેની સપાટીપર હાથ ફેરવતી વેળા તેનાં રૂવાટાં ઉપલીમેર સીધાં બેસે એટલે નીચેથી થઈ ઉપર હાથ ફેરવીએ તો રૂવાટાં સરખાં બેસવાં જોઇએ, બંને ટુકડા આ રીતે કાપવા. એજ મુજબ અસ્તરનું કપડું પણ કાપવું.

મખમલની ઉલટી બાજુએ કેનવાસ મુકી ઝીણાં રેશમ યા દોરાએ કેનવાસની કીનારીપર ફાંક મારવી, વાંકવાલી મખમલની બંને કીનારીપર કાપ મુકવા અને તે બંને બાજુની કીનારીને કેનવાસપર વાલી ઝીણી ફાંકી જવી. યા "હેરીંગબોન" કરવા. સવરી તરફ તાંકા દીસવા ન જોઇએ.

હવે અસ્તરને અવરીમેર એજ મુજબ ફાંકી જવું. જેમ મખમલની બંને કીનારીપર કાપ મુક્યા તેજ મુજબ અસ્તરપર પણ મુકવા અને મખમલની કીનારીથી ૦।) ઇંચ અંદરવાલીને ફાંકવું. પછી બારીક તાંકાએ સીવી જવું.

હવે ઝબ્બો સામા માણસનાં આંગપર પેહરાવી તેનાં ગલાંપર આ કાલર ગોઠવવા. એવી રીતે કે ઉપલા ભાગનું ખુણું ક ગલાંપર જ્યાંથી ખુણું શરૂ થાય છે ત્યાં આવે અને નીચલું ખુણું ગ જ્યાં આગલું ગલું ૧૦) ઇંચ હેઠે ઉતારયું છે ત્યાં આવે ક ખ ઉપલો ભાગ છે અને ખ ગ નીચલો છે. એવી રીતે બંને બાજુપર કોલર ગોઠવી તેને ટાંચણી મારી આંગપરથી ઝબ્બો ઉતારવો. અને કોલરને ગલાંની કીનારીપરથી ૦।) ઇંચ હેઠે ફાંકી જવો. ઝબ્બાનું અસ્તર અલગ રાખવું. બખ્યો મારી તે કીનારીને અવરી બાજુએ ૦॥) ઇંચિ વાળવી અને ફાંક મારવી. આ વાળેલી કીનારીપર જમણી બાજુએ આંકડા તાંકવા. પેહલો આંકડો ગલાંનાં ઉપલાં ખુણાંમાં જ્યાંથી કોલર શરૂ થાય છે ત્યાં કીનારીથી ૦।) ઇંચિ અંદર હડી તાંકવો. સાંમેની ( ડાબી ) બાજુએ લુપ તાંકવા. જે કીનારીથી ૦।) ઇંચ બાહર આવશે. આખી બાજુપર આંકડા તેમજ લુપ સુમારે ત્રણથી ચાર ઇંચિને તફાવતે તાંકવા. તાંકા સવરી બાજુપર દીસવા દેવા નહી, પછી ઝબ્બાનું અસ્તર જે હડાવી બાજુએ રાખ્યું છે તે છોડી આખા કીનારીપર આંકડા ઢંકાય તેવી રીતે અંદર વાલીને ફાંકી જવું. અને રંગીન દોરા યા રેશમે બારીક સીવી જવું. કપડું આંકડાનાં ખાંચામાંથી લઈ બરાબર બેસાડવું. એવી રીતે કે આંકડા તથા લુપ તાંકવા માટે મારેલા તાંકા બીલકુલ દીસે નહી. આંકડા ભેરવ્યા પછી બંને બાજુ એક બીજાં સાથે જોડાયલી લાગશે. એ પ્રમાણે અસ્તરની આખી કીનારી સીવ્યા પછી ઝબ્બો પુરો થશે.

# પ્રકરણ ૮ મું.

## માટીડાનું રાતે પેહરવાનું બદયાન.

ઉપલી આકૃતીમાં સર્વે બાજુની સીવામણ સમાયલી છે. સર્વે માંપ એટલાં તો ખુલ્લાં દેખાડયાં છે કે ફકત જોવાથી કાપ કાહડી શકાશે. કપડાંની બે પટીઓ ૨ાા) ઇંચ પોહલી અને ૨૯) ઇંચિ લાંબી (અથવા તો પેસનાં ગલાંથી નીચે સુધી જે માંપ હોય તેનાં કરતાં ૦ાા) ઇંચ નાલી) બટન હોલ તથા બટન માટે જોઇશે. પેહરનારની જમણી બાજુએ બટન તાંકવાં. અને તેની પટી બદયાનની અવરી બાજુએ લગાડવી. બીજી પટી દાબીમેર અને સવરી બાજુપર લગાડવી, જેથી તેનો આકાર "બોક્ષપ્લીટ" જેવો લાગશે. બીજા ભાગો સીવવા માટે ખાસં સમજણ આપવા જેવું કશું નથી. જેમ સાધારણ બદયાનનાં સાંધાઓ જોડીને સીવાય છે તેમ સીવવું.

**કોલર**—કપડાંની પટી કોલર માટે ૨ાા) ઇંચ લાંબી અને ૪) ઇંચ પોહલી જોઇશે, આ પટીનાં બરાબર વચલા ભાગને બદયાનનાં ગલાંનાં વચલા ભાગ સાથે ટાંચણીથી જોડવો. પછી પટીનાં બંને છેડાને ગલાંનાં બંને છેડા સાથે ટાંચણી મારવી. પટી એવી રીતે પકડવી કે તેની સવરી બાજુ બદયાનની અવરી બાજુને લાગે, એવી રીતે પકડી કોલરને ગલાં સાથે ફાંકી જવો. પછી કોલરની સાંમી બાજુને વાલીને ઉપલી ફાંકેલી કીનારીપર પાછી ફાંક મારવી, અંદરની કીનારી બાહરથી દીસે નહી તેમ સફાઇથી ફાંકવું. હવે કોલરની ફરતી ચારે બાજુએ બખ્યો મારવો. બખ્યાની બીજી એક હાર ગલાંથી ૦ા) ઇંચ ઉપર (જયાં કોલર ગલાં સાથે જોડાયો છે ત્યાંથી) મારવી, જો કોલર ન મુકવો હોય તો ગલાંની પટી સાદી મુકવી. બદયાનની નીચેની કીનારી ૧) ઇંચ પોહલી સીવવી.

જો કપડું ફલાનલનું હોય તો તેનાં સાંધા નીચે મુજબ સીવવા. બંને સાધાઓની અવરી બાજુ એકબીજાને અડકે તેમ પકડવી, પણ એવી રીતે કે પીઠપરનો સાંધો લગભગ ૦ાા) ઇંચ ઉપર રહે. તે મોટા

સાંધાને આગલીમેરનાં સાંકડા સાંધાપર વાલી ઉભો પકડીને ફાંક મારવી. એવી રીતે વાળવું કે આગલા સાંધાની સુમારે ૦।) ઇંચ જેટલી કીનારી અંદર દબાયલી રહે પછી તે ફાંકેલી કીનારીપર સંચો મારવો. હવે ફાંક ઉખેડી આખો સાંધો એકદમ ચપટો બદયાનપર બેસાડી તેપર સંચો મારવો. આવી રીતે સીવેલા ફલાનલનાં સાંધા સીવવામાં સેહલ પડે છે એટલુંજ નહી પણ સફાઇદાર લાગે છે. સુતરાઉ કપડું હોય તો ઉપર લખવા મુજબ સાધારણ રીતે વાલીને સીવવું.

બાંહે આકૃતી મુજબ કાપવી. કપડાંની લંબાઇ પોહલાઈ ૨૮×૨૪ ઇંચ છે. પોહલાઇએ કપડું બેવડું ધડી કરી કાપવું. સીલાઈ અંદરજ રાખી છે. કાંદી આગળથી કીનારી ૧) ઇંચ પોહલી વાલવી. બદયાનનાં ગાલાંમાં બાંહે જોડતી વેલા તેનો ધડીવાલો ભાગ બગલનાં સાંધાથી સુમારે ૫) ઇંચ પેસ તરફ રાખવો. સાંધાવાલો ( બાંહેનો ) ભાગ બભાંનાં સાંધાથી સુમારે ૧) ઇંચ પીઠપર આવશે.

બટન તથા હોલની બંને પટી ઉપરથી સુમારે ૪।।) ઇંચ પોહલી અને હેઠેથી ૩) ઇંચ પોહલી રાખવી. અને બંને બાજુ પછવાડેથી જોડવી.

---

## માટીડાની રાતે પેહરવાની ઇજાર. ( પાયજામાં )

કપડું કાપતી વેળા સીવામણુ રાખવી નહી. કાપમાં સાથેજ તે આવી જાય છે, પીઠનો ભાગ કમ્મરપરથી ૧।।) ઇંચ ઉંચે જાય છે. આગલા ભાગનાં અને પીઠનાં ખસ્તકની લંબાઇમાં ફેર છે. તેમજ બંને પાયજાની લંબાઇમાં ફેર છે. તે સીવતી વેળા જણાય નહી તેમ સોસવણુ લઈ સરખા કરી મુકવા. સીવ્યા પછી એનો ધાટ પાટલુન જેવો લાગશે. નીચેની દામણુ ૧।) થી ૧।।) ઇંચ રાખવી. ઉપરનો લેફો પણ તેટલોજ પોહલો રાખવો. આગલીમેરનો વચલો સાંધો જ્યાંથી લેફો વલાય છે ત્યાંથી ૨) ઇંચ ખુલ્લો રાખવો. લેફામાં ટેપ પોવી.

---

## માટીડાનું શર્ટ.

શર્ટ વેતરવા અને સીવવા આગમજ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે એ કામ જેટલું સેહલ ધારવામાં આવે છે તેવું નથી.

મેહરનારનાં શરીરપરથી માંપ લઇને વેતરવા અને સીવવા માટે એ કામનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે. સાધારણ બોડીસ અને બ્લાઉઝ માફક એ કામ સેહલ નથી, માટે ઘણું વેતરવા અને સીવવાનો અનુભવ મેળવ્યા સીવાય એ કામ કરવાની કોશેશ કરવી નહી.

શર્ટ ઘણી જાતનાં બને છે. જેમાંનાં સૌથી સાધારણ રીતે વપરાતાં અને સાદાં શર્ટની સમજણ નીચે મુજબ આપી છેઃ—

તે માટેનું કપડું લાનકલાચ, છીટ, શર્ટીંગ, ફ્લાનલ વગેરે કોઇપણ જાત લેવી.

શર્ટનાં મુખ્ય ભાગો નીચે મુજબ છે.—

આગલો ભાગ અને પીઠ. શર્ટ તૈયાર થયા પછી પીઠ હમેશાં આગલા ભાગ કરતાં સુમારે ૨॥) ઈંચ લાંબી રહે છે.

થોક અસ્તર સાથે—આગલો ભાગ (front), પીઠ અને થોક મલી શર્ટનું આખું ખોખું બને છે.

બાકીનાં ભાગો બોંહે, કફ અને કોલર છે.

માંપ લેવાની રીત—ગલાં શીવાય સઘલાં માપ ઢીલા હાથે લેવાં. ગલાનું માંપ તદન બરાબર રેહવું જોઇએ. માટે ચોકસાઇથી લેવું. ખેંચીને લેવું નહી. દરેક કપડું ધોવામાં શોષાય છે માટે કાપતી વેળા દરેક કાપપર તેની ગણત્રી રાખવામાં આવી છે.

૧ લું ગલાંનું માંપ—આ ઘણું અગતનું માંપ હોવાથી સર્વેથી પેહલું લેવું, સાધારણ રીતે માટીડા જે કોલર પેહરતા હોય તેનાં માંપ કરતાં શર્ટનાં ગલાંનું માંપ ૦॥) ઈંચ નાનું રાખવું, માંપ લેતી વેળા જે શર્ટ આંગપર પેહરેલું હોય તેનાં કોલરનાં એક બટન હોલથી બીજા હોલનાં છેડા સુધી ટેપ વડે ભરવું. એ રીતેજ ખરૂં માંપ લેવાશે. કોલરનો એક છેડો બીજાપર ચહડેલો હોય તે ગણત્રીમાં લેવો નહી.

૨જું છાતીનું માંપ—પીઠપરથી ટેપ લઈ બને બગલમાંથી થઈ આગલી બાજુપર છાતીનાં ભાગપરથી થઈ માંપ લેવું. ખેંચીને ટેપ પકડી નહી. માંપ "વેસ્ટકોટ"પરથી લેવું. ઉંઘાડાં દીલપરથી નહી.

૩ જું ખભું બાંહે અને કફ—આ ત્રણુડે માંપ એકી વખતે સાથે લેવાં, હાથ અલગ રાખી, કોણી આગળથી વાલી ઉંચો રાખવો. પછી ટેપ પીઠની અધવચે ગરદનનાં હાડકાંપર પકડી, કોણીપરથી થઈ, કફનાં છેડા સુધી એટલે કાંદીથી ૧) ઈંચ હેઠે લઇ જવી. ઉપલી રીતે ટેપ લંબાવ્યા પછી નીચે મુજબ માંપ લખી લેવાં.—

**ખભું**—ગરદનનાં હાડકાંથી ખભાંનાં હાડકાં સુધી જ્યાંથી હાથ શરૂ થાય છે.

**બાંહે**—ઉપલાં ( ખભાંનાં ) હાડકાંથી કફનાં છેડા સુધી.

**કફ**—જેટલી ઉંડાઈ જોઇએ તેટલી.

૪ થું શર્ટની લંબાઈ—પેહરનાર માણસની જેટલી ઉંચાઇ હોય તેનો અરધો ભાગ. દરજીઓ આ માંપ ગરદનનાં હાડકાંથી પગનાં ગુઠણુની પછવાડે જે ખાંચો રહે છે ત્યાં સુધી લેછે. શર્ટની પોહલાઈ છાતીનાં માંપપરથી કાહડવામાં આવે છે.

ઉપલાં ચાર માંપ ઘણાં અગતનાં છે. તે વગર શર્ટ કપાઈ શકાય નહી. હવે નીચે પ્રમાણેનાં ભાગો કાગજપર કાપો દરેકમાં ૦ા) ઈંચ સીવામણ લીધી છે. માટે તે જુદી રાખવી નહીં.

**ચોક**—આ ભાગ ઘણો અગત્યનો છે. તે બરાબર કાપ્યો હોય તો આખું શર્ટ શરીરપર બરાબર બેસે છે. શર્ટનો ચોક ચાર ટુકડામાં કપાય છે. બે ટુકડા ચોકનાં અને બે અસ્તરનાં. કપડાંની કોરેકોર ખભાંનાં આગલા ભાગપર ગોઠવવી. આડકત્રો ભાગ પીઠપર આવશે. અને પીઠની વચ્ચે સાંધો આવશે. જુઓ આકૃતી. આવી રીતે વેતરવાથી એટલે વચ્ચે સાંધો લઇ આડકત્રો ભાગ પીઠપર આવ્યાથી ખભું વાંકુંચુકું થતાં ચોકમાં ખોલ આવતી નથી. અને શરીરપર બરાબર બેસે છે. જો શર્ટ બરાબર કાપ્યું હોય તો સીવ્યા પછી ખભાંનો સીધો કાપ ખભાંની વચ્ચે નહી પણ ૧) ઈંચ નીચે આગલી મેર ( front પર ) ઉતરેલો હોવો જોઇએ. કેટલીકવેળા ચોક એવી રીતે કાંપવામાં આવે છે. કે સીધી બાજુ નીચે પીઠપર આવે અને વચ્ચે સાંધા લીધા વગર એકજ ટુકડામાં કપાય. ( જેવી રીતે આપણે

નાઇટ ગાઉનનો ચોક કાપીએ છીએ.) પણ એ રીતે કાપેલો ચોક બરાબર બેસતો નથી.

આ કાપ કાગજનો કાપવા માટે નીચે મુજબ ગણત્રી કરવી.—

ગરદનપરનાં વચ્ચેનાં હાડકાંથી ખભાંનાં ઉપલાં હાડકાં સુધી ખભાંની લંબાઇનું જે માંપ હોય તે લેવું. અહીં તે માંપ ૮ાા) ઈંચિ છે. તેમાં ૦ાાા) ઈંચ ઉમેરવો. આ વધારાનો ઈંચિ નીચલી ગણત્રી મુજબ આવશે. ૦ા) ઈંચ વચ્ચેનાં સાંધાની સીલાઈ, ૦ા) ઈંચ બગલનાં સાંધાની સીલાઇ, અને ૦ા) ઈંચિ કપડાંની સોસવણ. માટે. જુમલે ૦ાાા) ઈંચિ. બધી મળી કાગજની લંબાઇ ૮ાા+૦ાાા=૯ા) ઈંચ રાખવી. કાગજની પોહલાઈ ગલાનું જે માંપ હોય તેનો ત્રીજો ભાગ લેવી. આપણું ગલાંનું માંપ ૧૫) ઈંચિ છે, ત્યારે કાગજની પોહલાઈ ૫) ઈંચ આવશે. હવે ૯ાx૫ ઈંચનું કાગજ કાપવું. કાગજની લંબાઇએ વચમાંથી ઘડી વાલી સર પાડવો. ઉપલા ખાંચાપર સાંમે સાંમેનાં ખુણાં પકડી આડકત્રો બીજો સર પાડવો. એ બંને સર બતાવવા આકૃતીમાં મીડાં મુક્યાં છે તે જુઓ.

ગલું—જમણા હાથપર ઉપલાં ખુણાંમાંથી એટલે ક થી આખાં ગલાંનાં માંપનો ૬) થો ભાગ માંપી **ખ** નીશાની કરો. ગલાનું માંપ ૧૫) ઈંચ છે. ૧૫x⅙=૨ાા ઈંચ. ક થી **ખ** સુધીનું માંપ થશે. હવે **ખ** થી **ગ** સુધી ગલાંનો ગોલ આકાર દોરો. **ગ** ખુણાંપરથી સુમારે ૦ાા) ઈંચ સુધીનો વાંક આડકત્રી લીટીને અડકી સીધો આવે તેમ દોરવો. તેમજ **ખ** થી ૦ાા) ઈંચ સુધીની લાઇન પણ સીધી દોરવી.

**ખભું**—**ખ** થી **ઘ** સુધીની લાઇન ખભું છે. અને તે સીધી રાખવી.

**હાથનો ગાલો**—**ઘ** થી **ચ** લાઇન (ચોકની અરધી ઉંડાઈ) બગલનાં ગાલાનો ઉપલો ભાગ બતાવે છે.

**પીઠનો સાંધો**—**ગ ઘ** લાઇનનાં કાટખુણાં (right angle) પર એક લીટી દોરવી જે કાગજની નીચલી સીધી લીટીને અડકશે. **ગ છ** લાઇન તે પીઠનો સાંધો છે. **ચ છ** જોડો. એ લાઇન પીઠનાં

ચોકનો નીચલો ભાગ છે જ્યાંથી શર્ટ જોડવામાં આવશે. ચોકનો અરધો ભાગ હવે પુરો થયો. પેનસીલની લાઇન મુજબ આકાર કાપવો.

**શર્ટનો આગલો ભાગ ( front )**—આપણાં શર્ટની લંબાઈ ૩૬) ઇંચ છે. તેમાંથી ૨) ઇંચ બાદ કરી કાગજની લંબાઇ ૩૪) ઇંચ રાખવી. આ ૨) ઇંચ બાદ કરવાની મતલબ એકે ખભાં આગલથી સુમારે એટલા ઇંચ ચોક નીચે ઉતરશે.

કાગજની પોહળાઇ છાતીનાં માંપપરથી નીચે મુજબ કાહડવી. છાતીનાં ઘેરાવાનાં માંપનો અરધો ભાગ કરી તેમાં ૧૦) ઇંચ ઉમેરવા, આ વધારાનાં ઇંચ જુદાં જુદાં કદ માટે જુદી જુદી રીતે લેવાય છે. જેમ કે—

| ૮ વરસની અંદરનાં છોકરાંનાં શર્ટ માટે | ૮ થી ૧૬ વરસ સુધી | ૧૬ થી ૨૦ વરસ સુધી | મોટા માટીડા માટે |
|---|---|---|---|
| ૭ ઇંચ. | ૮ ઇંચ. | ૯ ઇંચ. | ૧૦ ઇંચ. |

ઉપલા કોઠા મુજબ જુદાં જુદાં કદનાં શર્ટ માટે વધતા ઓછા ઇંચ છાતીનાં માંપનું અરધું માંપ લઈ તેમાં ઉમેરવા. અને તે મુજબ કાગજની પોહલાઈ રાખવી.

આપણાં શર્ટમાં છાતીનો ઘેરાવો ૩૬ ઇંચ છે.

તેનું અરધું ૧૮ ઇંચ + ૧૦ = ૨૮ ઇંચ કાગજની પોહળાઈ લેવી. ત્યારે શર્ટનાં આગલા ભાગ ( front ) નું માંપ ૩૪×૨૮ ઇંચ થશે. ઉપલાં માંપનું કાગજ કાપી પોહલાઇએથી બેવડી ઘડી કરવી. હવે માંપ ૩૪×૧૪ થશે. ( જુઓ ક ખ ગ ઘ આકાર ). લંબાઇએ કાગજની ચાર સરખી ઘડી કરી ચાર ભાગ પાડવા. ( આકૃતીમાં મીડાંવાલી લીટીઓ જુઓ ) બગલનાં ગાલાની લંબાઇ—આંખી લંબાઇનો ૪ થો ભાગ બાદ ૦।।) ઇંચ. (ચ) જો સાગારણ માંપ કરતાં ગાલો વધુ મોટો જોઇતો હોય તો ૦।।) ઇંચ બાદ કરવો નહી. લંબાઇનાં બરાબર ૦।) ભાગે માંપ લેવું.

**છાતીનું માંપ**—છાતીનાં આખા ઘેરાવાનું જે માંપ હોય તેનો ત્રીજો ભાગ લઈ તેમાંથી ૦।।) ઇંચ બાદ કરી ચ થી જમણાં હાથપર માંપી છ તાંપ મુકો. ૩૬ × $\frac{૧}{૩}$ = ૧૨ − ૦।। ઇંચ = ૧૧।। ઇંચ આવશે.

**બટનની પટીનો ખુલ્લો ભાગ—છ** થી ઉપર સીધી લાઇન કાગજની ઉપલી કીનારીને અડકે તેમ દોરવી (**જ**) એ લાઇન **જ** થી ૧૫) ઈંચ માંપી **ઝ** તાંપ મુકવી. એ લીટીનું માંપ હમેશાં ગલાનાં માંપ જેટલું રાખવું. (front) નો બરાબર અધવચનો ભાગ એ લીટી બતાવે છે. (**જ છ ઝ**) એની ઉપર બટન તથા બટન હોલ આવશે.

**બગલનો ગાલો**—ચોકની લંબાઇનું જે માંપ હોય તે કરતાં ૦।) ઈંચિ ઓછું માંપ લઇ (આ ૦।) ઇંચ ચોકનાં વચ્ચેનાં સાંધાની સીલાઇ છે) **જ** આગલથી દાબી બાજુએ સીધી લાઇનપર માંપ લઈ ૧।) ઈંચિ હેઠે ઉતરી **ટ** તાંપ મુકવી. ચોકની લંબાઈનું માંપ ચોકની આકૃતીમાં **ચ છ** લાઇન માંપીને લેવું. **ટ** થી **ચ** સુધી બગલનો વાંક દોરવો, પેહલાં **ટ** થી એક લાઇન સીધી નીચે **ચ** સુધી આવે તેટલી લંબાઇની દોરો. તેનાં બરાબર અરધા ભાગપર જમણી બાજુ ૦।।) ઈંચ હડીને વાંકનું ઉંડાણ રાખવું. **ચ** તરફ આવતાં લાઈન સીધી કરી લેવી.

**બાજુનો કાપ—**આખાં કાગજની લંબાઇની અધવચે બગલનાં ગાલાની લીટીપર ૧) ઈંચ જમણી તરફ હડી **ઠ** તાંપ મુકવી. નીચેનાં ગોલ વાંક માટે **ગ** ખુણામાંથી ૫) ઈંચિ ઉપર અને ૫) ઈંચિ જમણી બાજુએ માંપી **ડ ઢ** લાઇન દોરવી. એ લાઇનની બરાબર અરધા ભાગે એક તાંપ મુકી ૧।।) ઈંચ હડી એક ગોળ વાંક દોરવો. **ચ ઠ ડ** બાજુનો કાપ દોરો. **ડ** ની ઉપર થોડીક ઈંચ સુધીનો કાપ સીધો આવશે.

**ખભું**—ચોકની આકૃતીમાં **ઘ ખ** લાઇન જે સીધી ખભાંની લાઇન છે તેનું માંપ લઈ તે માંપ **ટ** થી ઉપલી લાઇનપર માંપીને મુકો. તેને **ણ** નામ આપો. **ટ ણ** ખભું છે.

**ગલું—ણ** થી **ત** સુધી ગલાંનો વાંક છે જે આખાં ગલાંનાં માંપનાં છઠ્ઠા ભાગ કરતાં ૦।) ઈંચ ઓછો આવવો જોઇએ. આ વાંક કાપતાં ઘણીજ સંભાળ રાખવી જોઇએ. ગલાંનાં તેમજ ખભાંનાં છેડા તરફ સીધો હાથ રાખી કાપવું જોઇએ. એ વાંકને **થ** સુધી ઉંચે લઇ જવો એટલે **ત** થી ૧) ઈંચ ઉપર જશે. બોક્ષ પ્લીટ બનાવ્યા પછી એ વાંક ગલાંપર બરાબર ગોઠવાવો જોઇએ. એ કાપ

અગાઉથી કાપવો નહી. કેમજે ગલું ખેંચાઇને ખરાબ થઈ જશે. માટે સીવતી વેળાજ કાપવો જોઇએ. આગલો એટલે બટનની પટીનો કાપ પણ અગાઉથી કાપવાની જરૂર નથી. ગલાંની અધવચે ઉભી મારેલી લાઇન **ત ઝ** બરાબર દેખાઈ આવે તેમ રાખવી. એ લાઇન સીવતી વેળા ઘણી અગતની છે.

**પીઠ**—પીઠ ઘણુંકરી ઉપલા ( front ) કાપ કરતાં ૧) ઇંચ લાંબી અને ૨) ઇંચ પોહળી રાખવામાં આવે છે. તેનું માંપ ૩૫×૩૦ ઇંચ થશે. ઉપલાજ કાપપરથી પીઠનો કાપ કાહડી શકાશે.

બગલનો ગાલો ૮ આગળથી સીધી લાઇનમાં રાખવો અને ઉપરનો ભાગ એકદમ સીધો કાપવો. અને બાજુના કાપ બરાબર ઉપલા કાપની પેંઠે કાપવા. આગલનો ( front નો ) કાપ મુકી તેનાં અડસટાએ પીઠ કાપવી. લંબાઇએ પીઠ લાંબી હોવાથી ઉપલો ભાગ કાપ્યા પછી કાપને નીચે સેરવી નીચલા ભાગનો આકાર કાપવો.

**બાંહે**—યોક, બાંહે અને કફની સામટી લંબાઈ ૩૪) ઇંચ છે. જેમાંથી એકલી બાંહેની લંબાઈ ૨૧॥) ઇંચ છે. આ માંપમાં બીજા ૧॥) ઇંચ સોસવણ તથા સીલાઈ માટે ઉમેરવા. એટલે ૨૩) ઇંચિ લંબાઇનું કાગજ કાપવું.

પોહલાઈ માટે શર્ટનાં બગલનાં ગાલાનું માંપ લેવું. જેટલું ગાલાનું માંપ તેટલી કાગજની પોહલાઇ રાખવી. આપણે એ માંપ ૨૧) ઇંચ લીધું છે. બાંહેનો ગાલો વેતરયા પછી તે સેહજ વધારે થશે. પણ તેમ થવું જોઇએ. શર્ટનાં ગાલા કરતાં બાંહેનો ગાલો સેહજ મોટો રેહવો જોઇએ. કે અંદર સેહલાઇથી બેસી શકે.

કાગજ ૨૩×૨૧ કાપ્યા પછી તેને પોહલાઇમાંથી દબલ કરવું. હવે કાગજનાં ઉપલાં પડને ખેંચી એવી રીતે બાહર લાવવું કે નીચલો ભાગ જે બાંહેની કાંદીનો છે તેનું માંપ ૬॥) ઇંચ થાય. જુઓ આકૃતીમાં મીંડાંવાલી લીટી જ્યાં ૬॥ ઇંચ લખ્યું છે. કાંદીનું માપ નીચે મુજબ લેવું—આખા બગલનાં ગાલાનો અરધો ભાગ કરી તેનો ⅔ ભાગ લેવો, અને તેમાંથી ०॥) ઇંચિ બાદ કરવો. જેમકે અરધો બગલનો ગાલો ૧०॥) ઇચ, તેનો ⅔ ભાગ = ૭ ઇંચ. તેમાંથી બાદ

૦ા) ઇંચ = ૬ા ઇંચ કાંદીનું માંય. કાપવા આગમજ બાંહેની આકૃતી જોવાથી તે કેમ ગોઠવવામાં આવી છે તે સમજ પડશે. બગલનાં ગાલાની લાઇન ૧૧) ઇંચ આવશે. એ રીતે ગોઠવ્યા પછી કોરેકોરની લાઇન આગલનું, તેમજ કાંદી આગલનું એકવડું કાગજ જે કાલા ભાગમાં બતાવ્યું છે તે કાપી નાંખવું. બગલનો ભાગ હાલ તુરત એમજ રેહવા દેવો, પછી બાંહે બીજી આકૃતીમાં બતાવી છે તેમ સીધી મુકવી. કાંદી આગલ અણીવાલું ખુણું દીસે છે તે સેહજ ( ૦ા ઇંચ જેટલું ) ઉપર લઈ ગોળ કરી લેવું.

બગલનાં ગાલાની અધવચે એક તાંપ મુકી. ત્યાંથી ઉપર અને હેઠે ૧) ઇંચ માંપી બંને બાજુ ગોળ વાંક દોરવો. જો શર્ટ નાલા કદનું હોય તો એ વાંક ૦ાા) યા ૦ા) ઇંચપર રાખવો. બાંહેની કોરેકોરવાલી બાજુ તે ઉપલો ભાગ છે. એટલે ઉપલી રીત મુજબ કાપેલી બાંહે જમણાં હાથની બનશે. જમણા યા ડાબા હાથની બાંહે એ રીતે સેહલાઇથી પરખાશે. બાંહનો સીધો ભાગ ઉપર અને કાપેલો આડકત્રો ભાગ નીચે રેહવો જોઇએ.

**કફ**—સીવાયા પછી કફની લંબાઈ ૧૧) ઇંચ અને ઉંડાઈ ૪) ઇંચ રેહવી જોઇએ. માટે કાગજ ૧૧ાા × ૪ાા રાખવું. તેમાંજ સીલાઈ સમાઈ જશે. એનું અસ્તર પણ એજ માપનું કપાશે. માટે કાપતી વેલા કપડું ૧૧ાા×૯ ઇંચ રાખવું, અને બેવડું કરી કાપવું. જો કફની લંબાઈ વધારે લાગે તો ૦ા) યા ૧) ઇંચ ઓછી રાખવી. કફનો આકાર કાંદી આગલથી સીધો યા ગોલ જેમ પસંદ પડે તેમ રાખવો. બંને ઘાટની જુદી આકૃતીઓ આપી છે, અસ્તર પણ એજ માપનું કાપવું

ગલાંની પટી—જે માંપનો કોલર પહેરવામાં આવતો હોય તેનાં કરતાં ૦ા) ઇંચ નાનું ગલાંની પટીનું માંપ લેવું અને તેમાં નીચે પ્રમાણે વધું ઇંચ ઉમેરવા.

| | | |
|---|---|---|
| બંને છેડા એકબીજાંપર ચહડાવવા માટે—૧ા ઇંચ. | } | ઇંચ ઇંચ ઇંચ. |
| દરેક છેડાપર સીવામણ ૦ા) ઇંચ—૦ાા ,, | } | ૨ા + ૧૫ = ૧૭ા) |
| સોસવણુ —૦ાા ,, | } | |

કાગજની લંબાઇ ૧૭) ઈંચ થશે, કોલરની પટી સીવાઇ તૈયાર થયા પછી તેની પોહલાઇ પીઠ તરફ ૧) ઈંચ અને આગલાં ગલાં તરફ સુમારે ૦ા) ઈંચ રેહશે. કાગજ કાપતી વેલા તેની પોહલાઈ ૧ાા) ઇંચ રાખવી. આખું માંપ ૧૭×૧ાા ઈંચ આવશે. હવે લંબાઇએ કાગજની બેવડી ઘડી કરવી. એટલે તેનું માંપ ૮½×૧ાા ઈંચ થશે. ક ખ ગ ઘ.

પીઠપર કોલર એકદમ નીચે ઉતરી ન પડે. માટે આકૃતી ચીતારતી વેળાએ તે તરફથી એટલે ઘ ખુણાંમાંથી સેહજ ઉપર ચહડાવવો. ઈંચનો ¼ ભાગ લેશો તો પુરતો થશે. આગલી બાજુએ ક ગ નાં અરધે ભાગે એક તાંપ મુકી તેનેથી ૦ા) ઇંચ હેઠે ઉતરી એક વાંક દોરવો અને તેને ઘ ખુણાંની ઉપર મુકેલી તાંપ સાથે મેળવી લેવો. પછી ક ખુણાંથી આડકત્રી લીટીમાં ૦ાા) ઈંચ માંપી ત્યાંથી બીજો વાંક શરૂ કરો અને તેને ક ખ લાઇનની અધવચે મેળવી લેવો. હવે આકૃતી મુજબ કાપ કાપવો.

કોલરનું અસ્તર એજ માંપનું કાપવું.

ઉપર દરસાવ્યા મુજબનાં સર્વે કાપો કપાઈ રહયા પછી આખું શર્ટ પુરૂ થશે.

કપડું—૩૦) ઇંચ કરતાં નાંનાં પનેહનું કપડું શર્ટ માટે વાપરવું નહી એટલા પનેહનું કપડું હશે તો એક શર્ટ માટે ૩ા) થી ૩ાા) વાર જોઇશે. જો ૩૬) ઈંચ પનેહ હશે અને કપડાંની અવરી સવરી બાજુ માલમ નહી પડે તેવી હશે તો કરકસરે ૩) વારમાં ઉપલાં માંપનું એક શર્ટ બની શકશે. અવરીસવરી બાજુમાં ફેર હશે તો બાંહે કાપતી વેળા થોડું કપડું બગડશે. કેમજે બેઉ હાથની બાંહે એકજ પનેહમાંથી કપાય છે. પણ કપડું ઉલટી બાજુ ફેરવીને તેમ કરવું પડે છે. જો તેમ ન કરીએ તો બંને બાંહે એકજ હાથની કપાય. માટે કપડાંની બેઉ બાજુ જુદી હોય તો બે શર્ટ સાથે કાપવાથી કપડું બગડશે નહી. વેતરતી વેળા ધ્યાન રાખવું કે સર્વે કાપમાં સીલાઈ આવી જાય છે માટે તે વધારે રાખવી નહી. ગલાંનો દાબરો ખેંચાઈ ન જાય માટે પેહલેથી કાપવો નહી. પેનસીલની લાઇન મારી એમજ રાખવો. સીવતી વેળાએ કાપવો.

**સીવવાની રીત**—સાંધાઓપર બખ્યો મારી વાળીને સીવવા. પેહરનારનાં જમણાં હાથપરનો સાંધો બગલની બાજુથી શરૂ કરવો. અને ડાબી બાજુનો નીચેથી કરવો. ૧૬) ઈંચ લાંબો યા "front" ની લંબાઇનાં સુમારે અરધા ભાગ જેટલો તે સીવવો. બાકીનો ભાગ છુટો રાખવો. નીચેની ફરતી કીનારી ૦૧) ઈંચ પોહલી રાખવી. સાંધા તરફ આવતાં તે સાંકડી સીવવી.

**પીઠ**—અરધા યોકનું માંપ લેવું, અને અરધી પીઠનું લેવું. બંને વચ્ચે જે ફેર આવે તે કરતાં એવડા ઈંચ પીઠનું કપડું "ગેધર" કરવું.

**અરધી પીઠનું માંપ**—૧૨ાા ઈંચ.

**અરધા યોકનું** ,, —૮ાા ,,

બંને વચ્ચે ૩ાા) ઈંચ તફાવત આવશે. ત્યારે ૭) ઈંચ કપડું પીઠની બરાબર વચ્ચેથી એક બાજુએ ગેધર કરવું. બીજી બાજુ પણ તેમજ કરવું એટલે બધું મલી ૧૪) ઈંચ કપડું ગેધર થશે. કેટલીક વેળા ગેધરને બદલે વચ્ચે બોક્ષપ્લીટ મારવામાં આવે છે. તેમ જો કરવું હોય તો પ્લીટ પીઠની બરાબર વચ્ચે ગોઠવીને લેવી.

**યોક**—યોકની વચ્ચે પીઠપર જે સાંધો છે તે ૦૧) ઈંચ સીલાઈ લઇ સીવવો. પછી સાંધાને છુટો પાડી સપાટ બેસાડવો. અસ્તરનાં યોકનો સાંધો પણ એજ મુજબ સીવીને છુટો કરી સપાટ બેસાડવો. પછી યોક અને અસ્તર બંને છુટાં લઈ બેઉની અવરી બાજુ સાથે મલે તેમ મુકવી. વચ્ચેનો સાંધો બરાબર એકબીજાપર ગોઠવવો. અને તેને ફાંકી લેવો-ગલું ખેંચાઈ જાય નહી તે માટે ફાંક લગાડવી. યોકની નીચેની કીનારી ઝીણી વાલી તૈયાર રાખવી. યોકનો સાંધો અને પીઠનાં વચલા ભાગને સાથે પકડી ટાંચણીથી જોડવા. પીઠનાં બગલનાં છેડાને યોકનાં છેડા સાથે ટાંચણી મારો. પીઠની ગેધરને બરાબર ગોઠવી યોક સાથે ફાંકી લેવો એવી રીતે આખો યોક ફાંકયા પછી પછવાડેનું અસ્તર ફાંકેલા સાંધાપર સીવી લેવું.

**ખભાં**—શર્ટને સવરી બાજુથી પકડો કે જેથી યોકનાં ખભાંની સવરી બાજુ શર્ટનાં ખભાંની સવરી બાજુને લાગે. બંને ખભાં સાથે

પકડી કીનારીથી ૦।) ઈંચ હેઠે ઉતરી સીવી જાવો. અસ્તરને અલગ રહેવા દેવું. સાથે સીવવું નહી. શર્ટનાં ખભાં સાથે ચોકનાં ફક્ત ઉપલાં પડને જોડવું. પછી અસ્તરને સીવેલા સાંધાપર વાલીને સીવી જવું. ચોક જરાબી ખોલ વગર બેશે તેમ શીવવું.

**આગલી બાજુની બટનની પટી**—આ પટી ઘણી રીતે ગોઠવીને સીવવામાં આવે છે. કોઇ વેળા કપડાંનો પનેહ પુરતો ન હોય તો છુટી પટીઓ મુકવામાં આવે છે. શર્ટની બટનની પટી હમેશાં જમણાં હાથપર અને હોલની દાબા હાથપર રહે છે.

એ પટીઓ સીવવાની સૌથી સેહલ અને સાદી રીત એ છે જે દાબી બાજુની પટી જેપર હોલ પાડવામાં આવે છે તે બોક્ષપ્લીટ લઇ બનાવવી. અને જમણી બાજુની બટનની પટી સાધારણ રીતે પછવાડે વાળીને સીવવામાં આવે છે. કેટલીકવેળા કપડું ઓછું હોય તો એ પટી બીજાં કપડાંની પણ મુકે છે. આ પટીઓ શર્ટપર ગોઠવવા આગમજ પેહલાં એક કાગજપર યા બીજાં કપડાંનાં ટુકડાપર અજમાએસ કરી જોવી. તે ગોઠવવા માટે નીચલાં માંપ ધ્યાનમાં રાખવાં જોઇએ.—

| | બોક્ષપ્લીટની પોહલાઈ | બટનની પટી. |
|---|---|---|
| માટીડાનાં શર્ટ માટે | ૧।। ઈંચ. | ૧ ઈંચ. |
| નાલાં કદનાં ,, ,, | ૧। ,, | ૦।।। ,, |
| છોકરાનાં ,, ,, | ૧ ૧। ઈંચ. | ૦।।। ,, |

એ પટીઓ ગોઠવાઈ રહયા પછી શર્ટની બરાબર વચ્ચેની લાઇન (જ્યાં બટન અને બતન હોલ આવે છે) બોક્ષપ્લીટની બરાબર વચ્ચે આવશે. આ પટીઓ ગોઠવવાની ગણત્રી કરવા આગમજ શર્ટનો આગલો ભાગ (front) કેવી રીતે કાપવામાં આવ્યો છે તેનો વીચાર કરવો જોઇએ.

શર્ટનાં આગલા ભાગનાં કાપપર છાતીની વચ્ચે લીટી દોરી છે તે કપડાંની બંને ઘડીપર મજબુત સર પાડી બતાવવી અને તેપર દોરાની ફાંક મારવી. છાતીનાં માંપનાં પ્રમાણમાં આ બંને લીટી

વચ્ચેનું કપડું વધારે યા ઓછું રેહશે. અને એટલાંજ કપડાંમાંથી ઉપલી બંને પટીઓ નીકલશે. છાતીનું માંપ જો ઘણું મોટું હોય યા કપડાંનો પનેહ ઘણો નાનો હોય તો એ પટીઓ માટે બીજું કપડું લેવાની જરૂર પડશે.

બોક્ષપ્લીટ બનાવા માટે જેટલા ઈંચિની પ્લીટ બનાવવી હોય તે કરતાં ૦॥) ઈંચિ વધારે કપડાંની ગણત્રી કરવી જોઇએ.

હવે શર્ટનો આગલો ભાગ કાપવા માટે નીચે મુજબ ગણત્રી કરવી.—

છાતીપરની બે લીટીઓ ફાંક મારી રાખી છે. તેમાંની પેહરનારનાં દાબા હાથપરની લીટીથી ૨॥) ઈંચિ જમણી બાજુએ માંપ લેવું, અને ત્યાંથી ૧૫) ઇંચ લાંબો કાપ મુકવો. એ કાપની લંબાઇ ગલાનાં કાપ મુજબ રાખવી.

ઉપલા ૨॥ ઈંચ શું ગણત્રીએ લીધા તે તપાસીએ. બોક્ષપ્લીટ ૧॥) ઈંચિની બનાવવી છે. તે બનાવા માટે ૦॥) ઈંચ વધુ કપડું જોઇએ. ૧॥+૦॥ = ૨ ઇંચ તેમાં બોક્ષપ્લીટની અરધી પોહલાઇ ૦।।।) ઈંચ ઉમેરવી એટલે ૨॥) ઈંચિ થશે.

૧૫) ઈંચ લંબાઇએ કાપ મુક્યા પછી તેની હેઠેનાં ખુણામાં દાબી બાજુએ ૦॥) ઇંચ આડો કાપ મુકવો, અને જમણી બાજુએ ૦।।।) ઈંચ મુકવો, હવે પ્લીટ માટે દાબી બાજુનું કપડું ૧॥) ઈંચિ બરાબર સીધી લાઇનમાં માંપી અવરી બાજુએ પછવાડે વાલો. ઘડીની કીનારીથી ૦।) ઇંચ છોડી અવરી તરફથી સંચો મારો. પછી એજ ઘડીથી ૧॥) ઈંચિ માંપીને બોક્ષ પ્લીટ બનાવવી. એ પ્લીટ બનાવવા ૦।) ઈંચ કપડું દાબી લેવું. અને કીનારીથી ૦।) ઈંચ છોડી સવરી બાજુથી બખ્યો મારવો. બોક્ષ પ્લીટ બનાવવા જે ૦॥) ઈંચિ કપડાંની ગણત્રી કીધી હતી તે આ પરથી સમજી શકાશે. ( જુઓ આકૃતી ) ક ખ લાઇન દાબા હાથપર વાલીને બનાવેળી ઘડી બતાવે છે. એ ઘડીપર સંચો મારયા પછી પછવાડે વાલેલી કપાયલી કીનારી અંદર દબાઇ જશે. અને અવરી બાજુનો ભાગ સફાઇદાર દીસશે.

**હેઠેની એટલે બતનની પટી**—બોક્ષ પ્લીટની બરાબર વચ્ચે સરખો સર પાડી તે સર છાતીનાં માપની જમણી તરફની ફાંકેલી લીટીપર બેસાડવો. જો બરાબર ગોઠવવામાં આવશે તો કીનારીપર વધેલું કપડું ૨।) ઈંચ રહેશે. જેમાંથી બતનની પટી બનશે. એ ૨।) ઈંચમાંથી ૦॥) ઈંચ છોડી બાંકીનું ૧॥) ઈંચ કપડું કીનારી પરથી અવરી બાજુએ વાલવું. ૦॥) ઈંચ છોડવાની મતલબ એ જે બતન બરાબર પટીની અધવચે આવવાં જોઇએ. અને બોક્ષ પ્લીટનો અરધો ભાગ નીચેની અરધી પટીપર બરાબર બેસવો જોઇએ. હવે બતનની પટીની પોહલાઇ ૧) ઈંચ રાખવી છે, અને ૦।) ઈંચ વાલવા માટે જોઇશે માટે બધું મલી ૧।) ઈંચ કપડું રાખી બાકીનું ૦॥)ઈંચ કપડું જે વધારે છે તે નાકેથી કાપી નાંખવું.

કેટલીક વેલા બટનની પટીનું કપડું પુરતું નહી હોવાથી બીજી પટી જોડવી પડે છે. હવે ઉપલી સમજણ મુજબ પટી ૧।) ઈંચ પછવાડે વાલી ૦।) ઈંચ દાબી સીવી જવી. એટલે ૧) ઈંચ તૈયાર રહેશે. બંને પટીઓ તૈયાર થયા પછી બોક્ષ પ્લીટનો ૧।) ઈંચ જેટલો ભાગ નીચેના બતનવાલી પટીપર ચહડશે. એટલે બંને પટીઓ એક બીજાપર બરાબર ગોઠવાશે. એવી રીતે ગોઠવ્યા પછી નીચેનાં ખુણાંપર ફાંક મારી બંને પટીઓપર બેવડો સંચો મારવો. અવરી બાજુનો ભાગ ચુંઠાયલો લાગે તો ઉપર ટેપ મુકી એવી રીતે સીવી લેવું કે તાંકા સવરી બાજુથા દીસે નહી. કેટલીક વેલાએ શર્ટ ઘણું મોટું અને પનેહ નાલો હોવાથી બંને પટીઓ જુદાં કપડાંની લેવી પડે છે. જે વેલાએ "બોક્ષ પ્લીટ" એવી રીતે ગોઠવવી જોઇએ કે તેનો વચલો ભાગ શર્ટની બરાબર વચ્ચે આવે. પટીનું કપડું ઉપલાં માંપ મુજબ કાપતી વેલા ફરતી સીવામણ રાખવા ધ્યાનમાં રાખવું.

**બાંહે**—બાંહેનો સાંધો તેની લંબાઈનાં ⅔ ભાગ કરતાં સહેજ વધારે સીવવો. એટલે કફ આગલનો ખુલ્લો સાંધો કફની લંબાઇનાં બરાબર અરધા ભાગ જેટલો ઉઘાડો હોવો જોઇએ. તેનું માંપ સીવ્યા પછી તૈયાર ૫॥) ઈંચ થશે. આમ રાખવાનું કારણ એ જે

અસ્તરી કરતી વેલા કફ સપાટ રાખી અસ્તરી ફેરવવાને સવલ પડે. બાંહેનો સાંધો વાલીને સીવતી વેલાં તેનો કોરે કોર વાલો ભાગ ઉપર રાખવો આડકત્રો (હેઠેનો) ભાગ વાલવામાં દાબી દેવો. જમણી બાંહેનો સાંધો કાંડી તરફથી વાલવો અને દાબીનો બગલ તરફથી. આડકત્રો સાંધો ખેંચાય નહી તેની સંભાળ રાખવી. કોરે કોરવાલા સાંધાપર કાંડી આગલથી જરા કાપ મુકવા તેમ કરવાથી સાંધો બરાબર ચપટો બેસશે. સાંધાની પોહલાઇ ૦। ઇંચ કરતાં સેહજ ઓછી રાખવી. ( ⅜ ઇંચ ). ખુલ્લાં ભાગનાં બંને છેડાની કીનારી બારીક વાલીને છુટ્ટી સીવવી, બાંહેનાં બંને છેડા લંબાઇએ સરખા આવ્યા છે કે નહી તે બાંહે તેબલપર સપાટ પાંથરીને તપાસવું. જો કાંઇ ખામી માલમ પડે તો કાપીને બરાબર કરવી. પછી કફ મુકવા.

કફ—કફનાં માપ મુજબ બાંહેની કાંડીનાં ભાગપર "ગેધર" કરવી. તેમ કરવાની સહેલી રીત એ છે કે બાંહે તેમજ કફનું માપ લઈ બંને વચ્ચે જે તફાવત આવે તેનાં કરતાં બેવડી લંબાઇનાં બાંહેનાં કપડાંપર ગેધર કરવી. જેમકે બાંહેનું માંપ ૬ ઇંચ છે.

કફનું ,, ૫॥ ,,
૦॥ ઇંચ તફાવત

એટલે બાંહે ૦॥ ઇંચ મોટી છે. ત્યારે ૧) ઇંચ સુધી "ગેધર" લેવી. એ ગેધરવાલો ભાગ બાંહેની બરાબર વચ્ચે એટલે ધડીવાલા ભાગ તરફ રહેવો જોઇએ. કફની સવરી બાજુએ અસ્તર રાખી બંને કપડાંને ફરતી કીનારીએ દોરાંતી જાવો. ઉપલો ભાગ જે બાંહે સાથે જોડાવાનો છે તે ખુલ્લો રાખવો. દોરાતણ કીનારીની ઘણી નજદીક લેવી. પછી ખુલ્લી બાજુએથી કફ ઉઠલાવી સવરી બાજુ બાહર લાવવી, અને દોરાતેલી કીનારી નખવડે બરાબર બેસાડી કીનારીથી ૦। ઇંચ દુર ફરતો બખ્યો સંચાએ મારવો. પછી કફને બાંહે સાથે જોડવો. પહેલાં કફનું ઉપલું પડ પછી પછવાડેથી અસ્તરનો ભાગ સાંધાપર વાલીને લેવો એટલે સીવેલો સાંધો અંદર દબાઇ જશે. ખુણાં આગલથી સફાઈથી સીવવું. બાંહે શર્ટ સાથે જોડતી વેલા ધ્યાનમાં રાખવું કે તેનાં સાંધાની કોરેકોર વાલી બાજુ ઉપર રહે

અને આડકત્રી કીનારી હેઠે એટલે પીઠ તરફ આવે શર્ટનાં બગલનાં ગાલાની કીનારી ચુંથાયલી હોય તો તે કાપીને સરખી કરવી. ખાસ કરી બગલ તરફનો ભાગ જો બરાબર કપાયો ન હોય અને તે બાજુ પર અણી નીકલી આવી હોય તો તે થોડેક કટકે કાપી સરખી કરવી નહી તો બાંહે સીધી બેસશે નહી. ચોકવાલો ભાગ અને તેનું અસ્તર કીનારી તરફથી વાંકું ચુંકું થયું હોય તો તે કાપીને સીધું કરવું. બાંહે તથા શર્ટ બંનેને સવરી બાજુથી પકડવાં. બાંહેનો ગાલો બગલનાં ગાલામાં સહેલાઇથી બેસી જાય તેમ હોવો જોઇએ. જો બાંહે મોટી હોય તો શર્ટનો ગાલો કાતરીને તેમાં બેસે તેમ કરવો.

બાંહે તથા શર્ટ બંનેની અવરી બાજુ બાહેર રાખવી. સીવનાર માણસે બાંહેને પોતા તરફ રાખી પકડવી (દરેક કપડાંની બાંહે મુકતી વેલા એજ રીતે પકડવું જોઇએ). બાંહેનો સાંધો બગલનાં સાંધા સાથે લગાડવો. એવી રીતે પકડવું કે બંનેની સવરી બાજુ એક બીજા સાથે અડકે. બાંહેનાં ગાલાની કીનારી શર્ટનાં ગાલાની કીનારી કરતાં ૦।) ઇંચ ઉંચે રહે તેમ પકડવું અને ફાંકી જવું. પછી બખ્યો મારવો. ત્યારબાદ આખો સાંધો શર્ટપર વાલી પેલી ૦।) ઇંચ બાહર રાખેલી બાંહેની કીનારી અંદર વાલી સંચામાં મુંકવું.

કોલર—કોલરની સવરી બાજુએ અસ્તર મુકવું. લંબાઇની બરાબર અધવચે તાંચણી મારવી. કીનારીપરથી ઇંચિનાં $\frac{1}{8}$ ભાગ જેટલું કપડું છોડી અવરી તરફથી દોરાતણુ કરી જવી. ગલાંનો ભાગ ખુલ્લો રેહવા દેવો. પછી કોલર ઉલટાવી તેની સવરી બાજુ બાહર લાવવી. કપડું અને અસ્તર બંનેની જોડેલી કીનારી નખવડે સરખી સપાટ બેસાડી ફાંકી જવી. એ કીનારીપર બખ્યો મારવો. કોલર શર્ટ સાથે જોડયા પછી બખ્યો મારશો તો વધારે ઠીક પડશે.

ગલું—શર્ટનું ગલું જે કાપવાનું રહ્યું છે. તે હવે ઘણીજ સંભાલથી કાપવું. બોક્ષ પ્લીટની પોહલાઇ જો ૧) ઇંચ કરતાં વધારે હશે. (મોટાં કદનાં શર્ટમાં ૧။) ઇંચ રાખવામાં આવે છે) તો ગલાંનું માંપ લેતી વેલા માલમ પડશે કે ડાબીમેરનો ગલાંનો અરધો ભાગ જમણી મેરનાં ગલાંનાં અરધા ભાગ કરતાં ૦।) ઇંચ મોટો

હશે. તેથી કોલરનું અરધું માંપ લેતી વેલા દાબીમેર ૦।) ઇંચ વધારે રાખવું.

કોલરનો ઉપલો વચ્ચેનો ભાગ શર્ટનાં ગલાંની વચ્ચે તાંચણીથી જોડવો. શર્ટનું અરધું ગલું યોકનાં સાંધા સાથે બરાબર જોડાશે. કીનાપરથી ૦।) ઇંચ કપડું છોડી તાંચણી મારવી. ગલું ખેંચાય નહી તેની સંભાલ રાખવી. કોલરનાં બંને છેડાને ગલાંનાં બંને આગલા છેડા સાથે તાંચણીથી જોડવા. ગલાંની આખી લંબાઈ સીવામણ વગર ૧૫) ઇંચ હોવી જોઇએ. તે માંપીને તપાસવી. પછી ટાંચણીઓ કાહાડી ગલાંપર કીનારીથી ০।) ઇંચ અંદર ફાંક મારવી. પાછો કોલર ગોઠવીને મુકવો અને ફાંકની બરાબર તાંકી જવો.

**બટન અને બટન હોલ**—બટન હોલ ઇંચનાં પાંચમાં ભાગ જેટલી લંબાઇનાં કાપવાં ($\frac{1}{5}$ ઇંચ) બટનની પટીનાં લંબાઇએ ૩) સરખા ભાગ કરશો તો હોલ કયાં પાડવાં તેનું સરખું માંપ આવશે. એ પટીપર બે હોલ ચાર ચાર ઇંચને છેટે આવશે. બોક્ષ પ્લીટની બરાબર વચ્ચે ઉભાં હોલ કાપવાં.

ગલાંપરનાં હોલ કોલરનાં બંને છેડાપર પાડવાં. એ હોલ આડાં એટલે સીધી લાઇનપર પાડવાં. કોલરનાં ઉપલા છેડા એટલે પેહરનારની દાબી બાજુનું હોલ નીચે બોક્ષ પ્લીટપર કાપેલાં હોલની લાઈનમાં આવવું જોઇએ. જમણી બાજુનું એટલે બીજા છેડાપરનું હોલ બતનની લાઇનમાં સરખું આવવું જોઇએ. એ બંને હોલ છેડાપરથી $\frac{1}{8}$ એટલે ઇંચનાં ૮ માં ભાગ જેટલે છેટે હોવાં જોઇએ. કોલરની નીચલી કીનારીથી $\frac{1}{8}$ ઇંચ ઉપર લંબાઇની અધવચે પીઠનાં ભાગપર બીજું એક હોલ બનાવવું.

**કફ**—૦।।) ઇંચનાં બે હોલ કફની બંને બાજુએ પાડવાં. એ હોલ છેડાપરથી $\frac{1}{2}$ ઇંચ અંદર અને કફનાં ઉપલા ભાગથી ૧) ઇંચ હેઠે કાપવાં. ફલાનલ યા બીજાં શર્ટ જેને ઓક્ષફર્ડ શર્ટ કહે છે તેનાં કફપર એકજ બટન હોલ નીચલા ભાગપર પાડવામાં આવે છે. અને ઉપલા ભાગપર બટન તાંકવામાં આવે છે.

હવે આખું શર્ટ સીવાઇને પુરૂં થયું.

---

## છોકરાઓનું શર્ટ.

માટીડાનું સર્ટ કાપીને સીવ્યા પછી તેમાં આપેલા સઘલા નીયમો ધ્યાનમાં રાખી આ શર્ટ વેતરવામાં આવશે તો મુશકેલ પડશે નહી. કારણ બંને શર્ટમાં થોડોજ તફાવત છે.

માપ બંનેનું સરખી રીતે લેવામાં આવે છે. ફેર ફકત થોડાજ ભાગોમાં છે. જેની સમજણ નીચે આપી છે:—

આ શર્ટ ૧૨ થી ૧૩ વરસનાં છોકરાના કદ માટે છે.

**આગલો ભાગ અને પીઠ**—લંબાઇનું માંપ માટીડાનાં શર્ટ મુજબ લેવું. આગલા ભાગની પોહલાઇ માટે છાતીનું અરધું માંપ લઇ આગલા કોઠામાં જણાવ્યા મુજબ ઉમ્મર પ્રમાણે વધારાનાં ઇંચ ઉમેરવા. આ શર્ટમાં ૮) ઇંચ ઉમેરવા પડશે. છાતીનું અરધું માંપ ૧૫ ઇંચ છે તેમાં ૮ ઇંચ ઉમેરતાં ૨૩ ઇંચ થશે.

| | | | | |
|---|---|---|---|---|
| આગલા ભાગની લંબાઇ, | | પોહલાઈ | ૨૮ × ૨૩ | ઇંચ. |
| પીઠનાં | ,, | ,, | ૨૯ × ૨૫ | ,, |

બંનેને પોહલાઇએથી બેવડી ઘડી કરી વેતરવા

બગલનો ગાલો આગલા ભાગ (Front)ની લંબાઈનાં ચોથા ભાગે ઉતારવો. છોકરાઓ માટે એ ગાલો કેટલીક વાર વધુ લાંબો રાખવામાં આવે છે. તેમ જોઇએ તો ઉપલાં માંપ કરતાં ા) ઇંચ નીચે રાખવો.

**છાતીનું માંપ**—છાતીનાં ઘેરાવાનો બરાબર ત્રીજો ભાગ લેવો માટીડાનાં શર્ટમાં ઉપલાં માંપમાંથી ાા)ઇંચ બાદ કરીએ છીએ તેમ અહીં કરવું નહી.

નીચેનો ગોલ આકાર કાહડતી વેલા જેમ મોટાં શર્ટમાં ૫) ઇંચપર માંપ લઈએ છીએ તેમ અંહી લંબાઇ તેમજ પોહલાઇએ ૪) ઇંચ માંપી આકાર દોરવો.

**બટનની પટીનો કાપ**—આંઠ વરસની અંદરનાં છોકરાંનાં શર્ટ માટે આ લંબાઇ ગલાંનાં માપ કરતાં ૧) ઇંચ ઓછી રાખવી.

**ખભું**—ખભાંની આડકત્રી લાઈન ૧) ઇંચ નીચે ઉતારવી.

**બાંહેની લંબાઇ**—મોટાં શર્ટમાં લંબાઈનાં માંપમાં સીલાઇ અને સોસવણ માટે ૧ા) ઇંચ ઉમેરીએ છીએ તેમ આ નાહાં શર્ટમાં તેનાં કદ મુજબ ૦ાા) થી ૧ા) ઈંચિ ઉમેરવું.

કોલરની પોહલાઈ ૦ાા) થી ૧) ઇંચ રાખવી અને લંબાઇનાં માંપમાં ૦ા) ઈંચિ ઉમેરવો.

૧૨ થી ૧૪ વરસનાં છોકરાનાં શર્ટનાં સર્વે ભાગોનું માપ નીચે મુજબ આવશે:—

| | | | |
|---|---|---|---|
| ગલું | —૧૩ ઇંચ. | પેહરનારની લંબાઇ | —૩૦ ઈંચિ. |
| છાતીનો ઘેરાવો | —૩૦ ,, | આગલા ભાગનું માંપ | —૨૮×૨૩. |
| યોક લંબાઇ | — ૭ાા ,, | પીઠનાં ,, ,, | —૨૯×૨૫. |
| બાંહે | —૧૮ ,, | કફની લંબાઈ | — ૯ ઈંચિ. |
| કફ | — ૩ાા ,, | | |

ત્રણેની સામટી લંબાઇ ૨૯ ઇંચ.

ઉપલાં માંપપરથી સીવામણ તથા સોસવણની ગણત્રી કરી કાગજનું માંપ નીચે મુજબ કપાશે.

| | ઈંચિ. |
|---|---|
| આગલો ભાગ | ૨૮ × $\frac{૨૩}{૨}$ |
| પીઠ | ૨૯ × $\frac{૨૫}{૨}$ |
| બાંહે | ૧૯ × $\frac{૧૭ાા}{૨}$ |
| યોક | ૮ા × ૪$\frac{૩}{૪}$ |
| કફ | ૯ાા × ૪ |
| કોલર | ૧૪ા × ૧ાા |

બાંહે કાપતી વેલા કાંદીનું અરધું માંપ પાા) ઇંચ રાખવું.
બગલનું ૯) ઇંચ.
બગલનાં ગાલાની ઉંડાઇ ૧) ઇંચ એટલે વચ્ચે સીધી લાઇન મારી બંને બાજુએ ૦ા) ઇંચ રાખવું.

**સીવવાની રીત:**—મોટાં શર્ટમાં આપેલી સમજણ મુજબ સીવવું. બોક્ષપ્લીટ ૧) ઈંચિ નાનાં શર્ટ માટે રાખવી અને વચલાં કદ માટે ૧ા) ઇંચ. બોક્ષપ્લીટ જો ૧) ઈંચિ હોય તો કોલર જોડતી વેળા તેનો બરાબર અરધો ભાગ પીઠપર યોકનાં સાંધાને લગાડી જોડવો.

કફની લંબાઇની બરાબર અધવચ્ચે ઉપલા ભાગપર બટન તાંકવું અને નીચલા ભાગપર બટન હોલ કરવું.

નીચલો કોઠો નાહ્લાં બચ્ચાંથી મોટી ઉમ્મરનાં માટીડાનાં શર્ટ માટે દરેક ભાગની લંબાઈ પોહલાઇનું માંપ કેટલું હોવું જોઇએ તે બતાવે છે. જે ઘણું ઉપયોગી થઇ પડશે—

## છોકરાઓનાં શર્ટનું માંપ.

| ઉમ્મર ૪ થી ૬ | ૬ થી ૮ | ૮ થી ૧૦ | ૧૦ થી ૧૨ | ૧૨ થી ૧૪ |
|---|---|---|---|---|
| ગલું ૧૦॥ ઇંચ | ૧૧ ઇ. | ૧૧॥ ઈ. | ૧૨ ઈ. | આ માંપ બીજી બાજુએ આપવામાં આવ્યું છે. |
| છાતી ૨૧ ,, | ૨૨ ,, | ૨૫ ,, | ૨૭ ,, | |
| યોક ૫ ,, | ૫॥ ,, | ૬ ,, | ૬॥ ,, | |
| ઓંહે ૧૨ ,, | ૧૩ ,, | ૧૫ ,, | ૧૬॥ ,, | |
| કફ ૨ ,, | ૨॥ ,, | ૩ ,, | ૩ ,, | |
| કફની લંબાઇ ૬ ,, | ૬ ,, | ૭ ,, | ૮ ,, | |
| શર્ટની ,, ૨૧ ,, | ૨૩ ,, | ૨૬ ,, | ૨૮ ,, | |
| આગલો ભાગ ૧૯×૧૭॥ | ૨૧×૧૮ | ૨૪×૨૦॥ | ૨૬×૨૧॥ | |
| પીઠ. ૨૦×૧૯॥ | ૨૨×૨૦ | ૨૫×૨૨॥ | ૨૭×૨૩॥ | |

## જુવાન છોકરાઓનાં શર્ટનું માંપ.

| ઉમ્મર ૧૪ થી ૧૬ | ઉમ્મર ૧૬ થી ૨૦ |
|---|---|
| ગલું ૧૪ ઇંચ ... ... ... | ૧૪॥ ઇંચ. |
| છાતી ૩૨ ,, ... ... ... | ૩૪ ,, |
| યોક ૮ ,, ... ... ... | ૮ ,, |
| ઓંહે ૧૯॥ ,, ... ... ... | ૨૧ ,, |
| કફ ૩॥ ,, ... ... ... | ૪ ,, |
| કફની લંબાઇ ૯ થી ૯॥ ઇંચ. | ૯॥ થી ૧૦ ,, |
| શર્ટની ,, ૩૨ ઇંચ | ૩૪ ,, |
| આગલો ભાગ ૩૦ × ૨૫ ... | ૩૨×૨૬ ,, |
| પીઠ ૩૧×૨૭ ... | ૩૩×૨૮ ,, |

## માટીડાનાં શર્ટનું માંપ.

નીચલાં માંપ ચાર જુદાં જુદાં કદ માટે આપ્યાં છે. સૌથી નાહું, સૌથી મોટું, અને બે વચલાં કદ.

| | | | | |
|---|---|---|---|---|
| ગળું | ૧૫ ઈંચ. | ૧૫॥ ઈંચ. | ૧૬ ઈંચ. | ૧૬॥ ઈંચ. |
| છાતી | ૩૬ ,, | ૩૭ ,, | ૩૮ ,, | ૪૦ ,, |
| ચોક | ૮॥ ,, | ૯ ,, | ૯॥ ,, | ૯॥ ,, |
| બાંહે | ૨૧॥ ,, | ૨૨ ,, | ૨૨॥ ,, | ૨૨॥ ,, |
| કફ | ૪ ,, | ૪ ,, | ૪ ,, | ૪ ,, |
| કફની લંબાઈ | ૧૦ થી ૧૧ ,, | ૧૦થી૧૧ ,, | ૧૦થી૧૧ ,, | ૧૦થી૧૧ ,, |
| શર્ટની ,, | ૩૬ ,, | ૩૬ ,, | ૩૭ ,, | ૩૮ ,, |
| આગલો ભાગ | ૩૪×૨૮ ,, | ૩૪×૨૮॥ ,, | ૩૫×૨૯ ,, | ૩૬×૩૦ ,, |
| પીઠ | ૩૫×૩૦ ,, | ૩૫×૩૦॥ ,, | ૩૬×૩૧ ,. | ૩૬×૩૨ ,, |

આ માંપ આગલા ભાગપર આપ્યું છે.

---

## ફ્લાનેલનાં શર્ટ માટે વાલેલો કોલર.

આ જાતનો કોલર સાદી પટીપર બેસાડવામાં આવે છે.

ગલાંનું માંપ આ જાતનાં કોલર માટે ઘણું ઢીલું લેવું. નીચેની આકૃતીમાં આપેલો કોલર ૧૬॥ ઈંચનાં ગલાંને બેસ્તો આવશે. તે માટે કાગજ ૧૯) ઈંચ લંબાઈનું જોઇશે. નીચલાં પ્રમાણમાં માંપ લેવું.

| ગલું. | એકમેકપર ચઢતો ભાગ. | સીવામણ. | સોસવણ ઈંચિ. |
|---|---|---|---|
| ૧૬॥ ઈંચ | + ૧૧ ઈંચ. | + ૦॥ ઈંચિ. | + ૦॥॥ ઈંચ = ૧૯. |

ઉંડાઈમાં કાગજ ૨૧ ઈંચ જોઇશે. પટી અને તેનાં અસ્તર માટે કપડું ૧૯×૪॥ ઈંચિ લેવું. કોલર માટે કપડું ૧૯×૮ ઈંચ જોઇશે.

સીવતી વેલાએ કોલરનાં બંને પડ (અસ્તર અને ઉપલું કપડું) ની સવરી બાજુ સાથે રાખી, અવરી બાજુની કીનારીપરથી સીવી જવું. ગલાં તરફનો ભાગ ખુલ્લો રાખવો. ત્યાંથી ઉકલાવી કોલરને સવરો કરવો. ખુણાં બરાબર બાહર કાહડવાં. અને કીનારી પરથી ફાંકી જવું.

કોલરની પટીને અધવચે નીશાની કરવી. તેને અરધા ભાગે વેંહચી નાખવા માટે આગલાં શર્ટમાં સમજણ આપી છે તે મુજબ

કરવું. પછી તેને સીવેલા કોલરનાં વચલા ભાગ સાથે ટાંચણીથી જોડવી. એવી રીતે પકડવું કે પટીનાં બંને પડ વચ્ચે કોલર આવે. કોલરની બહારની કીનારીપર ફરતો સંચો મારવો. પછી આખો કોલર પટી સાથે આગલ આપેલી સમજણ મુજબ શર્ટ સાથે જોડવો. કોલરનાં બંને ખુણાંપર બતન હોલ બનાવવાં. અને તેની બરાબર હેઠે શર્ટનાં ભાગપર બતન તાંકવાં.

**ગજવું**—જો ગજવું મુકવાની જરૂર હોય તો નીચલી આકૃતી મુજબ કાપવું. પછી તેની ઉપલી ખુલ્લી કીનારી ૦||) ઇંચ વાલીને સીવવી. શર્ટની ડાબી બાજુએ ખભાં હેઠેથી ૬) ઇંચ ઉતરી, બતનની પટી અને બગલનાં ગાલાની વચ્ચે ગજવું ફાકવું. કીનારીપર બખ્યાની એક હાર મારવી. અને બીજી હાર તેથી થોડેક છેટે એટલે અંદર વાલેલી કીનારી દબાઇ જાય તેમ મારવી.

આ જાતનું ગજવું તથા વાલેલો કોલર અને પાસેની આકૃતી મુજબનાં કફ઼ ઘણું કરી ગરમ શર્ટને લગાડવામાં આવે છે. પેહલાં કફ઼નું અસ્તર શર્ટની બોંહે સાથે જોડવું. પછી કફ઼ કીનારી આગલથી વાલી સવરી બાજુથી ફાંકી જવા. એવી રીતે ફાંકવુ કે વાંકવાલો ભાગ બરાબર બેશે. પછી કાંદી આગલનાં બંને કપડાને અંદરથી વાલી ઉપરથી ફાંક મારવી. અને સંચામાં ફરતો બખ્યો મારવો. કફ઼ની વચે ઉપલા ભાગપર બતન તાંકવું. અને નીચલાપર હોલ કરવું.

---

## આજારી માટીડાને બીછાનાંમાં પેહરવા માટેનો "ડ્રેસીંગ ગાઉન."

આ ડ્રેસીંગ ગાઉન આજારી માણસને બીછાનાંમાં પહેરવા માટે ઘણો સગવડ ભર્યો છે. વલી એટલો તો સાદો અને સહેલ છે કે ફ઼કત આકૃતી જોવાથી વેતરવા તથા સીવવાની સમજ પડશે.

૩૦) ઇંચ પનેહનું કપડું ૩) વાર જોઇશે તેને લંબાઇએથી એવડી ઘડી કરી વેતરવું. આગલો ભાગ (front) બંધ રેહેશે. પીઠને વચ્ચેથી કાપી ખુલ્લી કરવી. ઘડીવાલા ઉપલા ભાગની બરાબર

વચ્ચેથી બંને તરફ ૪) ઇંચ હઠી, ૧ાા) ઇંચિ હેઠે ઉતરી ગલાંનો આકાર દોરવો. આગલું તેમજ પીઠનું ગલું માંપમાં સરખું રહેશે. અરધાં ગલાંનાં ઘેરાવાનું માંપ ૮ાા) ઇંચિ થશે.

**બગલનો ગાલો**—ચડીવાલા ઉપલા ભાગનાં બંને છેડાપરથી ૩) ઇંચ અંદર હઠી, ૧૫) ઇંચિ હેઠે ઉતરી બગલના ગાલા દોરવા. નીચેનો ભાગ પોહલો કરવા માટે બંને બાજુએ ૭ાા) ઇંચનાં ચીરયાં જોડયાં છે. જેથી પોહલાઇ ૪૫) ઇંચિ થશે.

**બાંહે**—બાંહેની લંબાઇ ૨૪, થી ૨૫, ઇંચ રાખવી. પોહલાઇ ૩૦) ઇંચ પનેહમાંથી કપડું બેવડું કરી વેતરવું. બગલનાં ગાલાનો વાંક ખુલ્લી બાજુનાં ઉપલાં ખુણાંમાંથી ૧) ઇંચિ હેઠે ઉતારી ચીતારવો, એ શીવાય બાંહેમાં બીજો કશો કાપ નથી. બાજુનો સાંધો સીધોજ રહેવા દેવો.

**સીવંવાની રીત**— ડ્રેશીંગ ગાઉનની બંને બાજુએ ચીરયાં જોડવાં બધાં મલી ૪) ચીરયાં જોડવાં પડશે. બે આગલ અને બે પાછલ. સાંધો જોડતી વેલા બંને કપડાંની અવરી બાજુ એક બીજાને અડકે તેમ રાખવી. અને સવરી બાજુની કીનારીથી ઘણોજ બારીક સાંધો સીવવો. પછી ફેરવી નાંખી અવરી બાજુ બાહર લાવી સાંધાને બરાબર ગોઠવી શીવેલી કીનારીની હેઠેથી પાછો સાંધો સીવી જવો. એવી રીતે સીવેલા સાંધા સફાઇદાર દીસશે. એવા સીવેલા સાંધાને "**French-seam**" કહે છે.

ગલાંનો દાબરો તૈયાર થયા પછી ૧૭) ઇંચિ થશે.

નીચેની દામણ ૦ાાા) ઇંચ પોહલી રાખવી, પીઠપરથી ગાઉન ખુલ્લો કરવા વચ્ચેથી કાપવો. બંને ખુલ્લી કીનારીને ૦ાા) ઇંચિ વાલી સીવવી. બંને બાજુએ ટેપ તાંકવી. ગલાનાં છેડાથી શરૂ કરી ૮) ઇંચિને છેટે તાંકવી. એવા ૭ ટુકડા એકેકી બાજુપર આવશે. હેઠેનો ભાગ ખુલ્લો રાખવો. ટેપનાં દરેક ટુકડાની લંબાઇ ૯) ઇંચ લેવી.

બાંહેનો સાંધો સીવતી વેલા કાંડી આગલના ૨) ઇંચ છેડા ખુલ્લા રાખવા. બાંહેનો કાંડી તરફનો ભાગ સીધો છે તેની દામણ

૧) ઈંચ પોહલી વાલી સીવવી તેનાં મુડાં એટલે બંને ખુણાં ખુલ્લાં રાખવાં અને લેફ્ફાની પેઠે અંદર ફરતી ટેપ મુકવી. ટેપનાં બંને છેડાં થોડા બાહેર રાખી છુટા મુકવા. લેફ્ફાની વચ્ચેથી થોડા તાંકા મારી ટેપને કપડાં સાથે પકડી સીવી લેવી જે સરી ન જાય. બાંહે જોડતી વેલા તેનો સાંધો ગાઉનનાં બગલનાં સાંધા સાથે જોડેલો રાખવો.

---

## માટીડાની અંદર પહેરવાની ગરમ પેટી.
## ( Undervest ).

નીચે આપેલી ગરમ પેટી કાપવાની સમજણ આકૃતીપરથી સહેલાઇથી આવી શકશે.

૨૮) ઇંચ પનેહનું ગરમ કપડું સુમારે ૧।।।) વાર જોઇશે. ૬૧।।) ઇંચ લંબો ટુકડો લઇ તેને લંબાઇએ એવી રીતે બેવડો કરવો કે નીચેનું પડ પા।) ઇંચ લાંબુ અને ઉપલું તેટલું ઓછું રહે. પછી ટુકું પડ ઉપર રાખી પાછી પનેહમાંથી ઘડી કરવી. કપડું ગરમ હોવાથી બેવડી ઘડીમાંથી સરી ન જાય માટે કીનારીપર ટાંચણીઓથી પકડી લેવું એવી રીતે ઘડી ફરવાથી કપડાંનાં ચાર પડ થશે. ઉપલું ટુકું પડ તે પેસ (front) છે અને પાછલું લાંબુ તે પીઠ છે, જે પા।) ઇંચ લાંબી રહેશે.

પોહલાઇની ઘડી દાબા હાથપર રાખવી. જમણાં ઉપલાં ખુણાં-પરથી ૧।) ઇંચ છોડી, ૧૦।।) ઇંચ નીચે ઉતરી બગલનો ગાલો દોરવો ત્યાંથી ૧૪।। ઇંચ હેઠે ઉતરી તેની અધવચેથી ૧) ઇંચ અંદર હડી બાજુનો કાપ ચીતારવો. હેઠે ૩) ઇંચનો ખાંચો સીધો રહેશે.

ગલું—દાબા હાથનાં ઉપલાં ખુણાપર ઘડીવાલી બાજુપરથી ૨।) ઇંચ અંદર હડીને અને ૩।। ઇંચ નીચે ઉતરી ગલાંનો દાબરો ચીતારવો એ ભાગ કાપતી વેળા કપડાંનું ઉપલુંજ પડ કાપવું. પીઠનો ભાગ કાપવો નહી. સઘળા ભાગોપર પેનસીલની લાઇન મારયા પછી લંબાઇની ઘડી છુટી કરી ફકત પનેહની એકજ ઘડી દાબીમેર રાખી આગલું ગલું કાપશો તો બરાબર આવશે. લંબાઇની ઘડી ઉખેડયા આગમજ બગલ તથા બાજુનો કાપ ચારે પડ પકડી કાપી લેવા.

ઉપલું ગલું કાપતી વેળા ગોલ દાબરો એકદમ છુટો પાડવો નહી. ધડીવાલા ભાગ તરફ આવી એકદમ અટકી જવું. અને આગલી મેરનાં કાપેલા ટુકડાને વળગેલો રાખી પીઠપર ફેરવી એમનો એમ તાંકી દેવો.

આગલાં ગલાંપરથી બરાબર વચ્ચેનાં સરપર ૧૨ાાા) ઈંચિ નીચે ઉતરી ગલાંની પટીનો કાપ મુકવો. એ પટી ૦ાા) ઈંચિ પછવાડે વાલવી.

પીઠનો ભાગ બરાબર આગલા (front) ભાગ માફકજ કાપવો. ફકત લંબાઇએ પાા) ઈંચિ વધારે રેહશે. બીજું સીવવાનું એટલું સહેલ છે કે તે સાધારણ અક્કલથી થઈ શકશે માટે વધુ લખવાની જરૂર નથી.

ડાકટરનું એપ્રન—એપ્રનની લંબાઈ ૪૮) ઈંચિ છે. પોહલાઈ ૩૦ ઈંચ પનેહમાંથી બેવડી ધડી કરી વેતરવું. ધડી વાલી બાજુથી ૧) ઈંચ હેઠે ઉતરી, ૫) ઈંચ અંદર હઠી ગલાંનો દાબરો દોરવો. જમણી ખુલ્લી બાજુપર ૧૫ાા) ઈંચિ હેઠે ઉતરી ગલાંનાં ખુણાંથી વાંક લઈ બગલનો ગાલો દોરવો. એ શીવાય અંદર બીજું કાંઇજ કાપવાનું નથી. આકૃતી પ્રમાણે કાપી જવું.

ગલું અને બગલપર પટી લગાડી સીવવું પીઠનાં ખુલ્લા ભાગની કીનારી ૦ાા) ઈંચ વાલી સીવવી. નીચેની દામણ ૧ાા) ઈંચિ પોહલી રાખવી. ગલાનાં છેડાપર ૨૦) ઈંચિ લાંબી ટેપ લગાડવી. બગલનાં ખુણાંપર ૨૮) ઈંચ ટેપ લગાડવી. એ શીવાય બીજું કાંઇજ વધારે સીવવાનું નથી.



# પુસ્તક પરીક્ષા

## વેતરવાની તથા સીવવાની કળા

સ્ત્રી કેળવણીની શરૂઆત ઘણીક મુશ્કેલી વચે થઈ હતી પણ તે ઘણી રીતે આવકારદાયક સુધારો ગણાયો છે. ઘણીક પારસી બાનુઓ આવી કેળવણીનો લાભ લઈને મોટી પરીક્ષાઓ પસાર કરવા લાગી છે, ઘણીકો ભાષણો આપતાં શીખ્યા છે અને ઘણીકો જાહેરમાં લખાણો કરવાની હીંમત દેખાડવા મંડયા છે. આ શરૂઆત તો ઠીક હતી, પણ તે કોઈબી રીતે સંગીન અને અચુક ન હતી એવું થોડાંક વરસો પર્યાં આપણને અનુભવ શીખાડે છે. આ કેળવણીમાં ખાસ કરીને નીતીની અને ઘરના કેળવણીની ગેરહાજરી દીસે છે. આજના મોંઘવારીના જમાનામાં આપણી સ્ત્રીઓ સાંધી કે કપડાં વેતરી સીવી જાણતી નથી એ આપણી મોટી નીરાશી અને સ્ત્રી કેળવણીની ખોટ જણાય છે. આ બંને હુનરો એક સ્ત્રીના આભુશણો છે અને તેથીજ જરથોસતી કનયાશાળામાં આ હુનરો શીખાડવાની શુભ શરૂઆત થઈ છે.

બાઈ શીરીનબાઈ પાટકનું ઉપલું પુસ્તક વેતરવાના હુનર માટે નવું અને પ્રથમજ છે, જે એક લાંબા વખતની ખુટ પુરી પાડે છે. આ ચોપડીમાં જણાવેલી રૂઢી ઘણી સઘવડ પડતી છે અને સાધારણ હુશીઆરીની એક છોડી પણ તેથી કપડાં વેતરીને સીવી શકે તેમ છે. ખાસ કરીને એમાં બચ્ચાંના તથા બાનુઓના કપડાં જેવાં કે હોજરચાં, ફરોક, લેંગા, ઇજાર, બદીઆન, પેટી કોટ વગેરે વેતરવાની સમજણ આપી છે. છોકરીઓના ફરોકના નમુના મહલાત અને સોભા એ બેઉની ગરજ સારે એવા સુંદર છે. આ ચોપડીમાં સંચાના ઉપયોગ વીશે તેમજ ચોક્કસ કુમાસના કપડાં ઉપર કયાં નંબરનો દોરો વાપરવો તે વીશે વધુ સમજણ આપી હતે તો વધુ ઠીક થઈ પડતે. ત્રીજા પ્રકરણમાં બચ્ચાંના 'શરટ' બનાવવાની રૂઢી લખી છે. તે ઘણી ઉપયોગી થઇ ન પડશે, કારણ કે જીણા કરચ જેટલાં બાળક માટે આપણા માનીતાં ફરતાં શું નકામા છે? વળી આટલા વાર કપડું લખવું તયાં તેના પહોળાઈ કેટલી તે જણાવવું પણ અગત્યનું છે. આપણી નીશાળમાં આવી ચોપડીનો ઉપયોગ કરી સાદાં કપડાં વેતરવા તથા સીવવાનું શીક્ષણ આપવું બધી રીતે ઉપયોગીજ થઈ પડશે. આ ચોપડીમાં કેટલાક ઇંગ્રેજી નામો જેવાં કે બોક્ષ પલેટ, ફ્રીલ, ફ્રેનસી સટીચ ફલેપ વગેરેની સમજણ ગુજરાતીમાં આપી હતે તો બાળકોને તે વધુ ઉપયોગી થઈ પડતે. અને તે સમજાવવા માટે તેમની આકૃતીઓ પણ આપવી અગત્યની હતી. સામટી રીતે લેતાં આ પુસ્તક વેતરવાનું શીખવવા માટે એક અગત્યની જગ્યા ગુજરાતી સાહીત્યમાં રોકશે.

૩-૩-૧૩ જામે જમશેદ.

---

આ નામની એક ચોપડી તેના પ્રગટકર્તા બાઇ શીરીનબાઈ ફરામજી પાટક તરફથી મળી છે. આ પુસ્તક ઉપર નજર કરતાં તે એકેએક ઘેરમાં કુટુંબની બાનુઓના હાથમાં

સુકાવવું જોઈએ છે. કેમકે એ પુસ્તકનું નામજ તેનાં ઉપયોગીપણાંની ગવાહી રજુ કરે છે. હાલમાં જ્યારે પારસી બાનુઓ વેતરવા સીવવા ઉપરથી નજર ઉઠાવી લેડીઝ જીમખાના વિગેરે સ્થલોએ મોજમજાહ મારવા ઉપર વધુ ઢળતી માલમ પડે છે અને આવી રીતે આ નાદર અને ઉપયોગી હુન્નરને ભુલતી જાય છે તેવા વખતે બાઇ શીરીનબાઈ પાટકે પોતાના જાતિ અનુભવથી બાહેર પાડેલું ઉપલું પુસ્તક ઘણું કીમતી થઇ પડે છે. વળી હાલમાં કોમમાં ગરીબાઇ વધી પડવાના ભણકારા આપણા કાનોને અથડતા રહ્યા છે અને તે છતાં શું તાજેતંત કે મધ્યમ યા ગરીબ વર્ગની બાનુઓ મોઘીડાટ ફેશનેબલ સોલાઇ પાછળ પોતાના બાપ યા ધણીના ખરા પરસેવાના પૈસાનો દાળવાટલો કરે છે પણ તેઓ બાઇ શીરીનબાઇ પાટકનાં ઉપલાં પુસ્તકનો ફુરસદે અભ્યાસ કરી તે ઉપરથી વેતરવા તથા સીવવાની કળા હાંસલ કરે તો કોમ મધેથી કેટલાક હજાર રૂપિયા દર માસે દરજીઓને ફાળે જતા બચે.

સીવવા કરતાં વેતરવાનો હુન્નર આપણી કોમમાં ઘણી થોડી બાનુઓ જાણે છે. તેઓ સીવી શકે છે પણ અંગને બંધબેસતું અને ભપકાદાર નહિ પણ શોભા આપે એવું સફાઇદાર કપડું વેતરી શકતી નથી. જેથી આવાં એક પુસ્તકની ઘણી ખુટ હતી અને તે ખુટ મીસ પાટકે પુરી પાડેલી જોઈ બેહદ સંતોષ ઉપજે છે. આવાં સંખ્યાબંધ પુસ્તકો ઇંગ્રેજી અને બીજી યુરોપિયન જબાનોમાં પ્રગટ થવા પામ્યાં છે. તેનાજ તોર ઉપર આ ગુજરાતી પુસ્તક રચવામાં આવ્યું છે, જેને દરેક પારસી કુટુંબમાં આવકાર મળવો જોઈએ છે. મીસ પાટકે સુધરેલી રૂઢી મુજબ આ પુસ્તક તૈયાર કીધેલું હોવાથી તેની કીમત અને ઉપયોગીપણામાં ઓરબો વધારો થવા પામ્યો છે. વળી આ ચોપડીમાં તેના કર્તાએ શરૂઆતમાં જે સુચનાઓ કીધી છે તે સીવવા વેતરવાના સંબંધમાં ઘણી ઉપયોગી છે. આ પુસ્તકમાં બચ્ચાં તથા બાનુઓને બરના હર કિસમના પોશાકો વેતરી તે સીવવાની કળા તેની સુધરેલી રૂઢી મુજબ ચિત્રો સહિત આપવામાં આવી છે. બાનુઓ માટે આવાં એક નહિ પણ અનેક પુસ્તકો પ્રગટ થઇ બાહેર પડવાં જોઇએ છે.

૩૦-૩-૧૩. કયસરે હિન્દ.

---

પોશાકો બનાવવા માટે દરજીઓને દર સાલ બોજો ભરીને રૂપિયા આપવાનું જે બાનુઓને નહિ પાલવે તેમને માટે આ એક ઉપયોગી પુસ્તક બાઇ શીરીનબાઈ ફરામજી પાટકે પ્રગટ કર્યું છે. તે બહુ સેહલી અને સમજણ પડે એવી ઇબારતમાં આકૃતિઓ સાથે લખવામાં આવ્યુ છે, જેમાં નાનાં બચ્ચાંનાં બીબ ( હોજ્યું )થી શરૂ કરીને બૈરાઓનાં બ્લાઉઝ સુધીનાં કપડાં કેમ વેતરવા તથા સીવવા તેની સમજણ આપી છે. આવી સમજણ વેતરવા તથા સીવવાના સીને છાજતા હુનરમાં જેઓ કુશળ હોય તેઓજ આપી શકે, અને અમને લાગે છે કે બાઇ શીરીનબાઇના આ પુસ્તકમાં તેમના હુનરની અચ્છી પરીક્ષા તેઓએ આપી છે. આજ કાલ આપણી છોકરીઓ ગુજરાતીનું થોડું જ્ઞાન મેળવ્યું કે નહિ મેળવ્યું એટલે ઇંગ્રેજી ભાષા અને

કેટલીક ગાયનના અભ્યાસ પાછળ તન મનથી લાગી જાય છે. પણ ગરીબ ઘરોને ગાયન જેટલોજ બલકે તેથી વધારે કીમતી હુનર વેતરવા સીવવાનો હાંસલ કરવો લાયક છે, કે જે દરજીના દરરોજ વધતા જતા ખર્ચમાં ઘણો ફાયદો કરી આપે છે. સ્ત્રીને ઘરની કેળવણીમાં વેતરવા, સીવવા, ભરવા, ગુંથવાનું એક મુખ્ય કામ છે. આ એક એવો કીમતી હુનર છે કે જે પાછલથી હાથ કરવાને ભરૂસે પડતો મુકવો નહિ જોઇયે. ભોજન કળા જેમ પાછલથી હાથ કરવા જતાં હાથ બળી જાય અને ભુમલો પણ ભુજતાં આવડે નહિ, તેમ સીવવા વેતરવાનું કામ પાછલ રાખવાથી કીમતી કપડાંનો નકામો ઘાણ નિકળી જાય અને કયાંની કાતર કયાં ચાલી જાય, તથા ઉંદર પુછું કપડું વેતરાઇ જાય, વખતપર સોયમાં દોરો પોતાંબી આવડે નહી. એટલા માટે આવા સ્ત્રી ઉપયોગી હુનર તો વેળા સરજ હાથ કરવો જોઇયે, અને તે માટે મથાળે મુકેલાં નામવાળી ચોપડી ઘણી ઉપયોગી થઇ પડવી જોઇયે.

૧૧—૫—૧૩. રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ.

---

દિન ઉગ્યે આપણે દરેક વાતમાં આગળ ધસડાયા જઇએ છીએ. ૫૦ વરસ ઉપર સ્ત્રી પુરૂષો જે પ્રકારના કપડાં પહેરતાં હતા તે હવે દેખાતા નથી. તેમાં ઘણોજ સુધારો થયો છે અને થતો જાય છે. પુરૂષોના કપડા કરતાં સ્ત્રીઓના કપડાની સીવડામણ વધારે મોંઘી થઇ પડી છે. ફેશનબાઇએ તો ઘર ઘાલ્યું છે, અને ટાપટીપ બાઇએ ત્રાસ વર્તાવ્યો છે. કહેવત છે કે "દમડીની ડોશી અને ઢબુ મુંડામણ" તેમ ચાર આને વારના ચીથરા ઉપર ચાર રૂપીઆની સીલાઇ થાય છે. મુંબઇ જેવા શહેરમાં તો ફેશન-બાઇના પ્રબળતાને લીધે સ્ત્રીપુરૂષો બન્ને હવે બુમ પાડે છે કે કપડાલત્તામાંજ ઘરની કમાણી ઘસાઇ જાય છે, અને 'મુંબઇની કમાણી હવે મુંબઇમાં સમાણી'ની સ્થિતિ પ્રત્યક્ષ થતી જાય છે. સ્ત્રીઓના કપડા જેવાં કે ચોળી, ચણીઆ, ઘાઘરા, ફ્રોક વગેરેની શીલાઇનો ખર્ચ ઘણો વધી પડયો છે. દરજીઓ મન ફાવે તેમ ગ્રાહકને ચીરે છે, અને નવી નવી ફેશનનું ચેટક લગાડી રંગીલીઓને ઘેલાં કરી મુકે છે. આવા વખતમાં રચાયલું શીરીનબાઇનું પુસ્તક 'વેતરવાનું તથા શીવવાની કળા' મધ્યમ તેમજ સામાન્ય વર્ગના માણસોને આશિર્વાદરૂપ થઇ પડશે. આ ચોપડીની અંદર સારા ચિત્રો આપીને તેની કીમતમાં વિશેષ વધારો કર્યો છે. ભાષા સ્ત્રીવર્ગને સમજાય તેવી સહેલી અને સરળ છે. સાત પ્રકરણમાં સ્ત્રીઓ અને છોકરીઓને ખપ લાગે એવાં વસ્ત્રો કેમ વેતરવાં અને સીવવા તેની સંપૂર્ણ સમજ આપી છે. જો ઘરમાં એકાદ નાનું સીવવાનું યંત્ર હોય તો સ્ત્રીઓ આ ચોપડીમાંથી ઘણી વસ્તુઓ શીખી પોતાને મનપસંદ કપડાં સીવી, પોતાના સ્વામીના ગજવાપર પડતા કાપથી બચાવી એક ખરેખરી સેવા બજાવી શકે તેમ છે. જો એકવાર પોતાને બંધબેસ્તા વસ્ત્રોના કાગજના કાપો તૈયાર કરી રાખેલાં હોય તો સ્ત્રીઓને કપડા વેતરવામાં અને સીવવામાં અડચણ પડતી નથી. આ કાપો તૈયાર કરવા માટે ઘણી સારી સમજણો આકૃતિ સાથે આ પુસ્તકમાં આપી છે. બાઇ શીરીનબાઇએ સ્વાનુભવના વિચારો ગ્રંથની ટુંક પ્રસ્તાવનામાં સારી રીતે આપ્યાં છે.

અંગ્રેજી ભાષામાં આ બાબત ઉપર ખાસ પુસ્તકો રચાયલાં છે અને શાળાઓ સ્થપાયલી છે. પણ એ બાબતની આપણે ત્યાં તો ખોટ છે. સેવાસદનો અને વનિતાવિશ્રામો તથા કન્યાશાળાઓમાં છોકરીઓ માત્ર વાંચતાં લખતાં અને ગણતાં શીખે તે ઉપરજ ધ્યાન ન આપતાં સુશિક્ષિત બાઈઓ અથવા દરજીઓ દ્વારા આવી દરરોજની અંગ ઢાંકણની ઉપયોગી કળાનું શિક્ષણ અપાય ને કામ કરાવાય તો બેશક દેશને લાભ થાય. દરજીઓના ત્રાસથી કંટાળેલી અને પૈસાની તંગીથી સંકુચિત હાથવાળી સ્ત્રીઓને પોતાના સખીઓ જેઓ પૈસા ખરચીને કપડાં સીવડાવી ભપકો મારી શકે છે તેની વગર પૈસે બરાબરી કરવાની ઇચ્છા રાખનાર સ્ત્રી માટે આ ખરેખર ઉપયોગી થઈ પડશે; તેમજ જે ગરીબ વિધવાઓ પોતાનું ગુજરાન મહા મુસીબતે કરી શકે તેમ છે તેમ તેઓને પૈસા કમાવાના એક સાધન રૂપે આ ગ્રંથ ઘણો મદદગાર થઈ પડે તેમ છે

૩—૫—૧૮. ગુજરાતી.